શ્રી ભુવનતિલકસૂરીશ્વર-જૈનગ્રંથમાલા-૨૮

આત્મકમલલબ્ધિસૂરિગુરુભ્યો નમઃ

# વાક્ય-વાટિકા

卐

લેખક

પૂજ્યપાદ આચાર્યદેવ

શ્રીમદ્વિજયભુવનતિલકસૂરીશ્વરજી મહારાજ

卐

સંપાદક :

પ. પૂ. પન્યાસજી મહારાજ

શ્રી ભદ્રંકરવિજયજી ગણિ

卐

સહાયક

જ્ઞાનપિપાસુ સજ્જનો તરફથી સહર્ષ ભેટ. આકોલા

વીર સં. ૨૪૮૮ ] આત્મ સં. ૬૫ [ વિ. સં. ૨૦૧૮

# ※ પ્રકાશકીય ※

**વાક્ય-વાટિકા** નામક પુસ્તક સમાજ સમક્ષ મૂકતા આજે આનંદ અનુભવીએ છીએ

સંસાર સાગર કે મઝધાર ડૂબતા કોઇ પ્રાણીને નાની પણ પણ નાવડી મળી જાય તો તેનો સહારો લઇને ખેર સ્થળે પહોંચી જાય છે અને આગળ સાધના કરીને કૃત-કૃત્ય બની જાય છે

મહાપુરુષો આત્માઓને અનેકશ માર્ગદર્શન આપે છે કોઇ આત્માને કોઇ રીતે આત્મપરિણતિ થાય છે અને તેની શોધમાં ગુલતાન બને છે

આ પુસ્તકમાં પણ પ. પૂ. આચાર્યદેવ **શ્રીમદ્વિજય ભુવનતિલકસૂરીશ્વરજી મહારાજે** એક અનુભવોથી અનુભવેલી ચિંતન કણિકાઓ જેવી વાક્યાવલી આલેખી છે જે વાચકોને વાંચતા ઊંડી અસર કરવા સાથે આત્મદર્શન કરાવશે કર્તવ્ય-માર્ગનું દર્શન થતા કોઇ સજ્જનો સન્માર્ગ પર આવીને જન્મ સફલ કરશે

વાક્ય-વાટિકાનું સંપાદન કાર્ય **પ. પૂ. પંન્યાસજી મહારાજે** ખૂબજ ખંતથી કરી આપ્યું છે તેમજ મેટર આદિ **મુનિરાજ પુણ્યવિજયજીએ** પણ તૈયાર કર્યું છે જેથી પૂ. આચાર્યભગવંતનો પૂ. પંન્યાસજી મ. નો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે પુસ્તિકામાં મદદ કરનાર સહાયકોને પણ આ તકે યાદ કરવાનું ચૂકતા નથી તથા પણ ફરીથી ચંચળલક્ષ્મીનો સદ્દાનમાં વ્યય કરીને સુકૃતના સહભાગી બને એ આશાથી વીરમું છું

**પ્રકાશક :**

★ જૈન સંઘના પરમમાનનીય ★

સ્વ. પૂ. આ. ભગ૦

## શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજીમહારાજ



| : જન્મ : | : કાલધર્મ : |
|---|---|
| વિ. સં. ૧૯૪૦ | વિ. સં. ૨૦૧૭ |
| બાલશાસન (ગુજ.) | મુંબઈ (મહા.) |

## પ્રાસંગિક

વિશ્વમંગલકારી જૈનશાસનના પરમોચ્ચતત્ત્વોનું જ્ઞાન, બુદ્ધિમાન્ માનવ જગતને અનિવાર્ય છે કેમ કે, માનવને સંસારસાગર તરવો શક્ય છે, સંસારીમાનવ, સિદ્ધ પરમાત્મા બની શકે છે, એવો સર્વ પ્રથમ વાસ્તવિક નાદ, જૈનશાસને ગજવ્યો છે. એટલું જ નહીં પણ સંસારસાગરના તરણના સત્યસાધનો દર્શાવ્યા છે. સત્યસાધનોના સત્યસાધકો ભૂતકાલમાં પરમાત્મા બન્યા છે, વર્તમાનમા બને છે ને ભવિષ્યમાં બનશે એવું ત્રૈકાલિક સત્યતત્ત્વ અહીં દર્શાવવામાં આવેલ છે એટલે જૈનશાસન, સત્યસાધક સમસ્તને પરમાત્મા બનાવે છે એમા કોઇએ સંદેહ રાખવો નહીં, પરંતુ વાસ્તવિક સાધનાનું લક્ષ્ય અવશ્ય સાધકે કેન્દ્રિત રાખવું.

આટલો જૈનશાસનનો મહિમા દર્શાવી મારે બતલાવવું છે. કે;– જૈનશાસ્ત્રો કહે છે કે; 'એક બીજાનું ભલું કરવુ એ જીવોનું જ કાર્ય છે' એટલે અરિહંતભગવંતોનો ઉપકાર, અનંતાનંત, સિદ્ધ–ગણધર આચાર્ય–ઉપાધ્યાય–સાધુભગવંતોનો અર્થાત્ પંચપરમેષ્ઠી ભગવંતોનો સમસ્તવિશ્વ–માનવજગત કે શાસનવર્તી નરનારી ઉપર અસીમ છે. એમ માન્યા વગર ચાલે એમ નથી.

વર્તમાનકાળમાં આજે પણ શાસ્ત્રનયનવંત આચાર્યાદિ મુનિવરો, સર્વશક્તિના વિનિયોગથી પરોપકાર કરી રહ્યા છે, સ્વયંતરી, બીજા-

ઓને તારી રહ્યા છે, પોતે પુણ્યનિર્માતા બની, બીજાઓને પુણ્યવંત બનાવી રહ્યા છે, સર્વજનહિતાર્થે વપરાતી તેમની સર્વશક્તિને ધન્ય છે! પરોપકારાય સર્વવિભૂતિ વાપરનાર આચાર્યાદિ મુનિવરોને ધન્ય છે. એમ કહ્યા વગર કેમ રહી શકાય!

મહાપુરુષોથી સર્જાતા અનેક પરોપકારી કાર્યોપૈકી એક વિશિષ્ટ પરોપકારી કાર્ય, સિદ્ધહસ્ત લેખક પૂ. પા આચાર્ય દેવ ગુરૂદેવ શ્રીમદ્ વિજયભુવનતિલકસૂરીશ્વરજી મહારાજ રચિત 'વાક્યવાટિકા' નામક પુસ્તક છે. આ કૃતિની એક અનોખી-આગવી એવી ચમત્કૃતિ છે કે, એ વાટિકાના વાક્યપુષ્પોના ગુચ્છો, પ્રાસોના અલંકારોથી ઝળકે છે, જ્ઞાનરસથી ભરપૂર છે, ભક્તિની સૌરભ પ્રસરાવે છે, સ્વહિતકર ક્રિયા-કર્તવ્ય કરો! એવા ઉપદેશના રંગથી રમણીય છે.

બસ હવે જરૂર છે રસિક-મર્મજ્ઞવાચક ભ્રમરની, અહીં રસિક-વાચકભ્રમર, મુક્તમને, વાક્યવાટિકાના એક એક વાક્યપુષ્પોના ગુચ્છકના પુષ્પરસ વિગેરેને લુંટે અને આણુંદ લહેર ઉડાવે! એના લુંટેલા જ્ઞાન-રસ ક્રિયારંગ અને ભક્તિસૌરભથી જગત-જીવન-આત્માને સરસ; રંગીન કે સુવાસિત બનાવે એજ એક મંગલ ભાવના

—શ્રી ભદ્રમ્





पूज्यपाद आचार्य श्री विजयलब्धिसूरीश्वरजी महाराजके
पट्टप्रभावक शान्तमूर्ति शासनप्रभावक आचार्य श्री.
**विजयभुवनतिलकसूरीश्वरजी महाराज**

ૐ હ્રીઁ અર્હં શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ।
આત્મકમલલબ્ધિસૂરિશ્વરભ્યો નમઃ।

# વાકય-વાટિકા

## —: મુકિતની ઝંખના :—

બે રાજ્યોને ખુનખાર યુધ્ધ થતાં, એક રાજ્ય સખ્ત હાર ખાય છે. પછી એક બીજાના કેદીઓને બંદીખાનામાં રાખવામાં આવે છે. દુશ્મનના હાથમાં પડેલો કેદી પર-રાજ્યનું જેલરની આજ્ઞાથી સઘળુંય કાર્ય તો કરે છે. પણ તેના મનમાં ભાવ જુદો હોય છે. ઇચ્છા ન હોવા છતાં કામ કરવું પડે છે. એટલે કરે છે. મનમાં માને છે કે દુશ્મનના હાથમાં ફસ્યો છું. કામ કરવાની જરાય ઇચ્છા નથી, પણ કર્યા વિના છુટકો નથી!

સંસારમાં રહેલો સમ્યક્-દ્રષ્ટિ, ઘર, દુકાન આદિનું કામ કરે, સ્વજનોનું પાલન કરે, લક્ષ્મી કમાવવા માટે પુરૂષાર્થ કરે, બાલ-બચ્ચાંઓને સાચવે પણ દુશ્મનના હાથના કેદીની જેવી મનોકામના રાખે. અંતરની વૃત્તિ અલિપ્ત હોય અને અવસર આવતાં દુશ્મનના હાથમાંથી છટકી જવાની તકજ શોધતો હોય છે. જેલર પ્રફુલ્લિત થઈને પૂછે કે, બોલ તારે જે જોઈએ તે માંગ. તો તે પરદેશનાં, પર-રાજ્યના બંધીયારપણાથી મુકિત જ માગશે. તેવી રીતે સમ્યકત્વી પ્રત્યેક ધાર્મિક ક્રિયાઓ કરતાં મુકિતજ માગે છે. મુકિતપ્રાપ્તિનોજ પુરૂષાર્થ કરે છે! મુકિત-મુકિત-મુકિતની ઝંખના-યાચના-કામના રાખે છે અને મકિત-માર્ગને તે છોડતો જ નથી.

•

## —: પોલીસ એજ ચોર :—

પોલીસ પોતે ચોર બનીને, ચોરી કરીને મુદ્દામાલ પચાવીને પોલીસનો ડ્રેસ પહેરી, ચોરને પકડવા બહાર નીકળી પડે અને ચોરને પકડી લાવે એમ બને ? બને !

આત્મા શરીરમાં છે આ મન-ધન અપૂર્વ છે આ મનમાં ધન ખજાના છે તે અનંત છે કદીય ન ખૂટે એવા છે મનરૂપી પોલીસ તેનો રક્ષક છે પણ તે કુમતિનો પ્રેર્યો ભ્રષ્ટાચાર કરી રહ્યો છે સચ્ચાઈને વીસરી ગયો છે અને આ મન-ધનને લૂંટે છે અને પાછો પરિતાપ કરવામાંય મન ખેદ થાય છે અને એજ ભ્રમ-ગણું કરે છે હાય, બાપ કેમ થશે ? કર્મના દુઃખો કેમ સહાશે ? પાછો કર્મ કરવામાં હેવો તૈયાર થઈ જાય છે

## —: ભ્રાન્તિ અને પકડ :—

નાનો બાળક છે કોઈએ કહ્યું કે આ સાચો કિંમતી હીરો છે એમ કહીને કાચનો ટુકડો હાથમાં પકડાવ્યો ! એ બાળકને હીરાની કે કાચની મુદ્દલેય પરીક્ષા તો નથીજ કાચના ટુકડાને પણ હીરાની કલ્પનાથી હોંશથી મુઠીમાં પકડી રાખે છે મમતાથી-ભાવનાથી મુઠી ઉઘાડતોજ નથી ? તો કાચમાં પણ હીરાની કલ્પના-ભાવના તેને હીરો મનાવી, તેનું રક્ષણ તેનો પ્રમોદ, કરાવી મુકે છે આ જૂઠાને સત્ય માનવાની ભ્રાન્તિ છે અંતમાં કાચ કહીયે હીરો બનશે નહિ કાચ એ કાચ જ રહેવાનો છે કાચ લાખ વાર અથવાર પણ હીરાના મોલમાં કદીય વેચાવાનો નથીજ

માનવ-જન્મ એ બાલપણું છે કારણ કે વયમાં પચાશ વર્ષનો થાય પણ આત્મ-વિકાસનો મનોરથ ન જાગે! આત્મ-વિકાસનું કરજ કોઇ ન થાય તો તે બાળક જ છે! અને સંસારના ભોગ વિલાસોને પકડીને તેમા ગરકાવ થઇને હીરા જેવા માને છે પણ એ ભોગ-વિલાસોને છોડવા ઇચ્છતો નથી જ ભોગ-વિલાસના કાચને હીરો માનીને તેમા વ્યામોહ, મમતા, રાગ રાખીને આ માને તરવાના માર્ગથી પાછો પાડે છે અને તે ભોગ કાચની પકડ-ચૂક એવી મારે છે કે કોઇપણ ગુરૂ, ત્યાગ-માર્ગમા ખમેલા પુરૂષાર્થ કરે છે પણ તે પકડ છુટતી નથી આ પણ ભ્રાન્તિ છે

— કર્મ એ ચેપી રોગ છે :—

એક વિશિષ્ટ કર્મ દર્દી, સાક્ષીઓ જીવાતે વિશેષ કર્મ દર્દી બનાવે છે એક વ્યક્તિ બેડોળ દેહવાળી છે નાક ચીબુ છે કાન લાંબા પડેલા છે હાથ પગ વાંકાચુકા છે કમ્મર વળી ગયેલી છે આંખો ઉંડી ઝીણી અને માંજરી છે વાળ રાસભ જેવી છે બોલી ગાંડા જેવી અરૂચિકર છે અપગાપ અંગોમા વિપરીતતા ભરેલી છે આવી વ્યક્તિ જન્મનો દર્દી તો છેજ પણ અનેક જ્ઞાનહીનોના કુતૂહલનું નિમિત્ત બનીને સાક્ષીઓને કર્મ દર્દી બનાવવાનો ચેપ લગાડે છે

એક ગુન્હેગારને સરકાર ફાંસી આપે છે અનેકો જોવા આવે છે અને હરખે છે તેના દુઃખની દયા ન કરતા એ કર્મ પીડિત વ્યક્તિને હેરાન પરેશાન કરી દેવામા આવે છે અને અનર્થદંડ નરકિ પ્રેરક અજ્ઞાનતાથી એવા કર્મ બાંધે છે કે

તેઓને પણ ફાસીજ ઉદયમા આવે છે ! એકની ફાસી હજારો અનુમોદકોને ફાસીની સજા આપતી જાય છે. માટે અનર્થ દંડથી બચો !

## —: દ્રવ્ય નિત્ય છે :—

તરવાર સોનાની છે. તરવારની ધાર પણ સોનાનીજ છે. તરવારને ગાળવાથી ધાર અને તરવારની આકૃતિનો ભંગ થાય છે પણ સોનુ કાયમ તથારૂપજ દેખાય છે

તેવીજ રીતે શરીરને અગોપાગ તરવારને ધાર જેવા છે પણ શરીરનો નાશ થતા આકૃતિ અગોપાગ નાશ થાય છે પણ તેમા ક્રિયાશીલ આત્મા સ્થિર રહે છે. કારણ કે એ દ્રવ્ય છે શરીર પર્યાય છે પર્યાય નાશથી દ્રવ્યને કંઇજ આચ નથી આવતી ! દ્રવ્ય નિત્ય છે, પર્યાય અનિત્ય છે આ જૈન દર્શનનુ ગૂઢ તત્ત્વપરિજ્ઞાન છે

## —: અજ્ઞાનીજનની ટ્રેન મુસાફરી :—

કોઈ ગામડાનો અણજાણ માણસ, જીદગીમાય રેલ્વે ટ્રેનની મુસાફરી નહી કરેની હોવાથી, એક શહેરમા જવા સારૂ ટિકિટ લઇને ગાડીમા બેઠો પાસે એક મણનો બોજો હતો એ બોજો ટ્રેનમાં બેઠા પછી માથે મૂકયો ! અને ટ્રેનમા બેઠો બેઠો ભારે મરવા લાગ્યો !

કોઈ પાસેના મુસાફરે કહ્યુ, મૂર્ખા ! ગાડીમા બેઠા પછી બોજો માથે શા માટે રાખે છે ઉપરના પાટીયા ઉપર

મૂકી દે ને? મૂર્ખાએ મૂર્ખાઈનો બુરખો ઉઘાડતા જણાવ્યુ કે, ભલા આદમી ટિકિટ તો મારી લીધી છે ને! તો આ બોજો ગાડીના ડબ્બા ઉપર કેવી રીતે મુકાય? ત્યારે ભલા આદમીએ કહ્યુ, તુ માથે બોજો રાખે છે એ ભાર તો તને અને ગાડીને ઉભયને સહવો પડે છે ને! એની તને સમજ ક્યા છે? આ દલીલ એ સમજાવે છે કે, અજ્ઞાની બંધપરપરાવાળા તત્વને જાણ્યા સીવાય ધર્મ ક્રિયાઓ કરવા મજ્જ થાય છે જિનાલયમા જિન પૂજે! ઉપાશ્રયમા ગુરૂને વન્દન કરે! વ્યાખ્યાનમા શાસ્ત્ર શ્રવણ કરે! હાથમા નવકારવાળી પકડે! પણ હૃદયમાથી માયાનો, મમતાનો બોજો નીચે નથી ઉતારતા! અર્થાત ધર્મ કરવા છતાંય ભારેજ મરે છે મમતા ત્યાગ એજ ધર્મયોગની મુસાફરી છે

## —: જેવુ વાહન તેવી મુસાફરી :—

કોઇ ગામથી કેટલીક વ્યકિતઓને પરદેશ જવુ હોય તો, મુસાફરી માટે જુદા જુદા વાહન સ્વીકારવા પડે છે કોઇ પ્લેન, કોઇ ટ્રેન. કોઇ ગાડુ, કોઇ ઉટ, કોઇ ઘોડો, કોઇ ગધેડો આ મુસાફરો જો માર્ગ ન ભૂલે તો સઘળાય ધીમે ધીમે ધ્યેય સ્થાનમાં પહોચી જાય છે. પણ પ્લેનવાળો ટ્રેનવાળા કરતાં વ્હેલો, ટ્રેનવાળો ગાડાવાળા કરતા વ્હેલો, ગાડાવાળો ઉંટવાળા કરતા વ્હેલો, ઉંટવાળો ઘોડાવાળા કરતા વ્હેલો, ઘોડાવાળો ગધેડાવાળા કરતા વ્હેલો, ધ્યેય સ્થાને પહોચે છે

તેવી-રીતે ધર્મ કરનારાઓ પણ જેવા ઉચ્ચ અનુષ્ઠાનો આદરે છે તેનાથી જલ્દી મુક્તિ-ધામે પહોચે છે સયમધરો સૌથી પહેલા મોક્ષપુરીમા વસે છે એથી મોડા દેશવિરતિધરો, એથી મોડા સમકિતીઓ, એથી મોડા માર્ગાનુસારી ગુણવાળાઓ

અને એથી મોટા મિથ્યાત્વીઓ કે જેઓ કંઇક સરળતાવાળી હોય છે તેઓ મુક્તિ-સ્થાનને મેળવી શકે છે. પણ મર્ગંગ્યો હોવાજ જોઇએ !

## —: જાગતો અને ઉંઘતો પથિક :—

ટ્રેઇનમાં બેઠેલો મુસાફીર, ઘોર નિદ્રામાં ઘોરતો હોય ત્યારે એને એ સમજ નથી કે, ટ્રેન ચાલે છે કે ઉભી છે, જાગે છે ત્યારે ઉંઘ્યો ત્યાંથી કેટલાય માઇલ દૂર આવી ગયેલો પોતે પોતાની જાતને દેખે છે, અરે ક્યાંથી મેં અને કયાં આવ્યો ? અ ખવાણો પડી જાય છે ચકિત બને છે બાવરો બને છે પણ એને ખબર નથી પડતી કે હું ઉંઘ્યો પણ ગાડી કયાં ઉંઘે છે એ તો ગતિ કર્યાજ કરે છે ને ?

માનવ જીવને જીવતો જતુ મોહમાયાની ઘોર નિદ્રામાં ઉંઘે છે પણ ઘરડા થાય ! શક્તિ વિનાનો થાય ! બુધ્ધિ બેર મારે ત્યારે વિચારે છે કે, અરે જીંદગી ચાલી ગઇ ! જીવન-રેલગાડી ચાલ્યાજ કરે છે કાલ પ્રવાહ તો અવિરત ધપેજ જાય છે, પોતે જાગ્રત હોય તો સમજે કે સ્ટેશન આવ્યુ ! અનન્ત કાલ નિંદ્રમાં ને ઉંઘમાં આવી રીતે પસાર થયો ! જાગે છે ત્યારે ખબર પડે કે ક્યાં આવ્યો !

## —: બાલ-કાલ :—

મિથ્યાત્વી દશા અને બાળકની દશા સમાન હોય છે નાદાનીપણાનો લાભ લેઈ અજ્ઞાન-બાલક પાસે કોઇ વ્યક્તિ ઠગ, પેંડા આપીને સોનાનું કિંમતી ઘરેણુ કાઢી લ્યે છે બચ્ચો

મીઠાઈની લાલચની તે આદર-પૂર્વક આપી દે છે ખુશ થાય છે મીઠાઇ આપનારના પ્રતિ પૂજ્ય-ભાવ, આદર-ભાવ રાખે છે તે સમજતો નથી કે, મીઠાઇ અ પમ'યની છે જ્યારે સોનુ બ" મૂલ્ય છે તે બાળકને સોનાની કિંમત સમજાય છે, પછી ગમે તેટલી મીઠાઈ મુકો તોય તે સમજીને પોતાના સોનાના દાગીના ઉતારી આપતોજ નથી ઉલ્ટો પેના ઠગને પોલીસની ધમકી આપે છે અને તે ઠગને ખુલ્લો પાડે છે

જ્યારે મિથ્યા-ભાવ રૂપી બાન-માવ ગયો અને સમ્યક્ત્વ રૂપી પ્રકાશનુ અજવાળુ થયુ ત્યારે જ. વસ્તુઓના મગમા આસક્તિમા, વાસનામા સમજુ કદીય કિંમતી જ્ઞાન-દર્શન ચારિત્રના દાગીનાને વેડફી નાખતો નથી પણ ઉદયમા આવેલા વિષયાદિને પણ હમાવવા-વિજય મેળવવા તનતોડ પ્રયત્નશીલ બની જાય છે

## —: કામ-ક્રોધનુ સ્વરૂપ :—

કામ અને ક્રોધ ઉભય આત્માના મહારિપુ છે આ શત્રુઓ બે છે પણ એના સાથીઓનો મોટા સમુદાયથી ટકો મુકે છે અને કામ-ક્રોધને વિજય મેળવી આપવા કટિબદ્ધ રહે છે કામ-ક્રોધનુ રૂપ નથી

પણ કવિ-કલ્પના એવી છે કે જેમ કોઇ વ્યક્તિને ભૂત વળગે તો તે પ્રત્યક્ષ દેખાતુ નથી પણ ભૂતાવિષ્ટ વ્યક્તિના ચાળા-ચરકા, નેત્રો કહી દે છે કે, આને ભુત વળગેલુ છે તેવી રીતે કામ અને ક્રોધથી સતાવાયેલો આદમી એના ચાળા-ચરકાથી ઓળખાઇ જાય છે કામ ક્રોધના રૂપરંગ જોવા હોય તો તે

આંખથી સ્વરૂપનુ દર્શન કરાવે છે તેનુ રૂપ આંખમા પ્રતિબિંબિત થઈ જાય છે

## —: આત્મ-દર્શન :—

મહા સાગરની માછલી વાનાની હોય ત્યારે કીનારે આવીને ઇંડા મુકી જાય છે અને દરીયામા રહી રહી આંખથી અને હૃદયના તારથી તે ઇંડાનુ સેવન કરે છે તેમાથી માછલીનો સતાન-વિસ્તાર વધે છે

આવીજ રીતે આસક્તિમા રગાયેલો પણ નજર અને હૃદયથી પ્રભુને, પ્રભુના માર્ગને વીસારતો નથી તો તે ધીમે ધીમે આત્મ-દર્શન કરી શકે છે, સાગર-નિવાસ હોવા છતાય માછલીનુ ધ્યેય-સાધ્ય ઇંડાના સેવનનુ હોય છે તેવીજ રીતે સસારના રૂપોમા રગાયા વિના માનવી પ્રભુ પરજ નજર રાખીને, આત્મ સાક્ષાત્કાર કરીને કૃત-કૃત્ય થાય છે

## —: એકજ વસ્તુની વિવિધ દષ્ટિ :—

એક મહારાજાની સવારી રાજ-મહેલથી શરૂ થઇ રાજ-મહેલથી શહેરમા આવી અને બગીચામા-ગાર્ડનમા ઉતરી! સવારી શરૂ ન્હોતી થઈ ત્યારે ભવિષ્ય-કાળનો પ્રયોગ થતો કે નીકળશે પણ નીકળી ત્યારે રાજમહેલથી નીકળે છે વર્તમાન કાળનો પ્રયોગ થયો રાજમહેલથી નીકળી ત્યારે રસ્તાના થઇ એજ સ્વારીને ભૂત-કાળનો પ્રયોગ થયો। અને બજારમા આવશે એ ભવિષ્યનો પ્રયોગ થયો, બજારમા આવી છે, વર્તમાન કાળનો પ્રયોગ થયો બજારમાથી ગઇ અહીં ભૂત-કાળનો પ્રયોગ થયો, બાગમા પહોચી

આ સાપ્ય દૃષ્ટિ એવી છે કે સવારી એકજ છે પણુ અપેમાથી જુદા જુદા પ્રયોગો થાય છે તેમજ અનેમાન્ત માર્ગે, એકજ વસ્તુ વિવિધ અપેક્ષાઓથી અનેક ધર્મોનો આશ્રય થઇ જાય છે પછી તે ધર્મો વિરૂધ્ધ પણ હોય અને અનુકૂલ પણ હોય અનેકાપલાઓની યાજનાથી એમ્જ વસ્તુ વિવિધ રૂપોમા કહેવાય છે

## — માયોપમ સસાર —

ભર નિદ્રામા એક વાનને સ્વપ્નુ આવ્યુ ? સ્વપ્નમા વિવાહ કર્યો, એક સૌન્દર્યવતી લલના સાથે પરણ્યો, વહુ ઘર આવી ઘર માડ્યુ સતાન થયુ અને સતાનને પણ પરણાવ્યુ ? મનમા મકનારો ખરો ? હુ કેવો ભાગ્યશાળી મ્હારૂ લગ્ન થયુ, મને સતાન થયુ અને તે પણ પરણ્યુ ? વાહ ? પ્રભુ વાહ ? ત્હારી અકલ લીલાનો આ નાદર નમુનો છે કલાક સુધી, મધુર સ્વપ્નાનો સ્વાદ ચાખ્યો જાગ્યો ત્યારે વાટો ત્યાનો ત્યાજ છે વહુ નથી સતાન નથી, ઘર નથી અને એજ જમની નીચે સુતો હતો તેવોને તેવોજ એકો છે અરે ! આ શુ !

માનવીનો સમાર પણ સ્વપ્નોપમ માયાજ ગ છે જીદગી સ્વપ્ન છે તેમા સઘળુ ય મમતાથી મ્હારૂ માનીને વસાવાય છે પણ દીર્ઘનિદ્રા–મૃત્યુ આવતા પોતે આત્મા એકલોજ છે નથી ઘર કે માન–મીલ્કત કે સ્વજનો ચેતીને ચાલો ? પુણ્ય પાપજ સાથીદાર છે

## — માનવ કેન્દ્ર —

માનવ જીવનમાથી પ્રભુનો સાક્ષાત્કાર થાય છે મુક્તિપુરીમા પહોચાય છે આત્માનુ સાચુ સ્વરૂપ પ્રગટ કરી શકાય છે અને

માનવ–જીવનથી ઘોર અપકૃત્યો આચરતા, માયાના પાશમાં અનેક વિલાસોના ચાળા–ચસકા કરતા ધર્મ કે આત્મ-સાધનાના સાધ્ય-બિંદુને ભૂલીને, ઘોર નારકીય દુઃખોને પણ જીવ મેળવી લ્યે છે.

જેવા કૃત્યો ઉચ્ચકક્ષાના તેવું ફલ પણ સર્વોચ્ચ મળે છે અને કર્તવ્યો હલકટ આચરતા હલકટ ભવોના વેષો જીવોને ભજવવા પડે છે પૃથ્વીમાંથી આયનો–દર્પણ પણ બને છે અને એજ પૃથ્વીમાંથી કળાડા પણ બને છે જેવો સર્જક તેવું સર્જન આપોઆપ પેદા થાય છે રચના કરનારો સાવધ ચેતેલો–જાગૃતિવાળો હોવો જોઇએ, જીવન પણ સચ્ચાઇથી નીતિથી અશઠભાવે જીવવાથી આગામી જીવન પણ સાહજિક રીતે આદર્શ અને આદરણીય મેળવાય છે

## —: વિચારતંત્રો :—

પત્ર–મંડલમાં ક્રમશઃ કાગળો હાથમાં આવે છે કેટલાક જમેના હોય અને કેટલાક ઉધારના પણ હોય ? જેમ જેમ મંડલ ઉકેલાય તેમ તેમ કાગળો નીકળે અને જમે એટલે આપવાના, ઉધાર એટલા લેવાના આ એક લોક–વ્યવહારનો નિયમ છે

મન એ પણ વિચારોનું મંડલ છે વિચારો મનથી જન્મે છે અને મનમાં સમાઇ જાય છે મનમાં સારા વિચારો જમે થયા હોય તો સારા કર્તવ્યો કરવાની પ્રેરણા–ઉર્મિ જાગે અને ખરાબ વિચારો જમે થયા હોય તો અપકૃત્યો કરવાની ઇચ્છાઓ જન્મે છે

સજ્જન માનવોએ મનમાં સુવિચારોનેજ સ્થાન આપવું. કુવિચારોને તો દૂરજ રાખવા, આજે થયેલા ખરાબ વિચારો

દબાઈ રાખીયે, મનમા સતાડી રાખીયે તો પુન સજીવ થઈને ક્યારે ઉન્માર્ગે દોરી જશે તે ભરોસો ક્યા છે? ભારેલો અગ્નિ ક્યારે ભભૂકે તે કેમ કહી શકાય? જેથી અંતશુધ્ધિ રાખવી અને શુધ્ધ વિચારોને ઉપજાવવા, સુભાવનાના પ્રેરક સુવિચારોજ છે

## —: શાન્તાગ્નિ :—

તપેલી લોઢાની પાચ શેરી પર નાખેલુ નીર-જલ નકામુ જાય છે કારણ કે ગરમ પાચ શેરી જેટલી પ્રબલ છે. તેટલુ પ્રબલ હારવાને પાણી કામયાબ થતુ નથી.

હકીકત એવી છે કે, આત્મામા શાન્તિ ન હોય, મન સકલ્પબળી કે પવિત્ર ભાવનામા ન હોય, અનેકધા વિલાસોની ઝખનાઓથી ચિત્ત ઝુરતુ હોય, સહવાસો મનને ગભડાવીને ઠેઠ અકર્તવ્યની અણી પગ લઇ જતા હોય, આવા પ્રસગે કોઇક ટાણે એકમના થઇને ઇશ્વર ભજન કે એકાદ માળા ફેરવી લેવાથી ચિત પાવિત્ર્ય ભાવ ક્યાથી જન્મે? કઈક ચિતની આસુરી પ્રેરણાઓની ભડકે બળતી આગ શમે તો આ જાપ-ધ્યાન-ચિંતવન ફલદાતા બને! કાણી નાવ સૌને ડૂબીને ડૂબાડે છે

મનો ભાવ ક્ષુદ્ર હોય ત્યા સુધી શુધ્ધ આત્મશ્રધ્ધા દઢ માનસિક પવિત્રય કે અન્ય પ્રાપ્ય સિધ્ધિઓ હાથમા નથી આવતીજ આવે તોય તે ટકે નહિ અધુગશ ટાળવા મનને કમીને બાધો! મનનેજ ચાબખા-માર મારો તો એ માર્ગે ચાલશે ચાલતા રહેશે

## —: આવશ્યકતા :—

જે સમયે જેવી વસ્તુની જરૂર હોય તેનો ઉપયોગ કરવો એ બુધ્ધિ-મત્તા છે ચૂલામા લાકડા બળાય અને મોટા ચૂલાઓમા ગાડા પણ બાળવી પડે છે

સામાન્ય બુધ્ધિવતને ઉપદેશ આપવો હોય ત્યા તત્વજ્ઞાનની સૂક્ષ્મ ચર્ચાઓ, તત્ત્વજ્ઞાનની સૂક્ષ્મ વાતો નકામી જાય છે કારણ કે તે શ્રોતા એવો સૂક્ષ્મબુધ્ધિ ન હોવાથી સમજતો નથી અને સમજાય નહી તેમા રસ કે આનદ નજ આવે ? અને સૂક્ષ્મ બુધ્ધિ તત્ત્વવેત્તા જિજ્ઞાસુ શ્રોતા હોય તેની સન્મુખ સૂક્ષ્મ તત્ત્વ-જ્ઞાનની વાતો ન મૂકાય તો તે પણ કંટાળીને, રસના અભાવે ઉબગી જાય છે

જ્યા જેની જરૂર હોય ત્યા તેજ વસ્તુ બધબેસતી કાર્ય સાધિકા બને છે, સોય અને કોશ બન્નેય લોઢાના છે બન્નેય અણીદાર છે પણ કપડુ સાધવુ હોય ત્યા સોય કામમા આવે છે અને ખોદવુ હોય ત્યા કોશ કામમા આવે છે જેની જ્યા જરૂર હોય તેજ ત્યા કાર્ય કરી આપે છે જેવુ પાત્ર જેવી ભુમિકા, જેવુ ઉપાદાન તેવોજ ઉપદેશ ત્યા ફલીભૂત થાય છે

## — અધ્યાપો —

અતર્મુખી આત્મા આત્મિકતાની આધીમા અધ્યાપો નથી પામતો પણ તેથી પર રહીને આત્મસ્વરૂપના ધ્યાનમાજ મગ્ન રહે છે બહિર્મુખતા એ આત્મજ્ઞાનને ભૂલાવી જડરગનો ઢોળ ચઢાવે છે, જડમાજ જડ જેવો આત્મા મનાવી જડાસક્તિનેજ

રસ જગાવે છે. અંતર્મુખીને બાહ્યવૃત્તિથી બાહ્ય-વ્યવહારોને અનુસરવું પડે છે. પણ તેના અનુમોદનથી, તેના ઊંડા રસથી તેમાંજ તન્મય થવાની વૃત્તિથી બચી જાય છે.

જેમ માખીને સર્વ સ્થળે બેસવાની એક જામેલી ટેવ હોય છે. પવિત્ર અને અપવિત્ર ઉભય સ્થળોમાં બેસે છે. પણ એટલું તો ધ્યાન રાખે છે કે, સળગતી આગ પર કદી પણ બેસતી નથી, બેસવા યત્ન નથી કરતી, બેસતીજ નથી. સમ્યગ્દૃષ્ટિ આત્મા સંસાર-વ્યવહારોનું ગાડું હંકારે છે પણ ભોગ-વિષ્ટાનો કીડો નથી બનતો, કારણ કે તે આગ જેવા ભયંકર ભોગો સમજે છે. ભોગી જીવોને એ આગ બાળીને ખાખ કરીદે છે.

## —: હૃદય પાવિત્ર્ય :—

સત્તામાં મલ ભર્યો હોય, વાયુ ભર્યું હોય તો કોઇપણ દવા યથાર્થ ફલ આપી શકતી નથી. તેવી રીતે આત્મામાં ભ્રમણા –મિથ્યાત્વ-વાસનાઓ ભરચટ ભરેલી હોય ત્યા સુધી ઉપદેશ-ઔષધિ આત્મામાં પરિણત થતી નથી, આત્માને ભ્રમણામુક્ત કરતી નથી, સમ્યક્ માર્ગ સુઝતોજ નથી. સત્તામાંથી મિથ્યાત્વને કાઢી નાખવું કે ઉપશમ કરવો પડે છે. ઉપશમ એટલે દબાવવું પડે છે

જેમ વાયુપ્રકોપગ્રસ્ત વ્યક્તિને પહેલા કોઇ ગુટ્ટનો કે જાયફલનો, એલચીનો કાવો-ઉકાળો પાવો પડે છે. એ ઉકાળો પીવા બાદજ ઓડકારથી, વાછુટ દ્વારથી, પેશાબ કે મલોત્સર્ગ-દ્વારથી વાયુને બહાર કાઢે છે. પછી લીધેલી દવા પુષ્ટિને કરે છે. મલવિશુદ્ધિ સામાન્ય દવાને પણ આગે ફાયદો પેદા કરાવે છે.

સમ્યકત્વ શુધ્ધિ—નૈર્મલ્ય મિથ્યાત્વમલનાશથીજ થતી જાય છે મિથ્યાત્વ સમસ્ત નાશ થતાં ક્ષાયિક સમ્યકત્વ ઉપજે છે તે કદીય નાશ થતુ નથી અને મોહારોહણની સીધી સીડી બની જાય છે સિધ્ધિપદનેજ તદભવે અર્પે છે.

—: સર્વદેહોમાં દેહી આત્માજ છે :—

સુવર્ણના કોકડામાંથી વણીને એક મોટું થાળુ—તાકો બનાવાય—છે થાળુમાં રહેલા દોરા છે, સુવર્ણના તાણા વાણા છે પણ તે હાલ થાળુરૂપજ ગણાય છે. જો તે ઉકેલાય તો પાછા દોરાજ કહેવાય છે

આત્મા શુદ્ધસ્વરૂપી છે પણ તે વિવિધ શરીરોમા યોજાય છે એટલે શરીરરૂપ કહેવાય છે. કારણ જે વસ્તુ જે વસ્તુમાં એકમેક થાય તે રૂપજ કહેવાનો વ્યવહાર છે. જેમ દુધમાં સાકર ભળી તો સાકરનેય દુધના વ્યવહારમા કહેવાય છે હવે દેહી દેહમાં રહેલો કહે છે હું છુ ? હું જાઉ છું ? હું કરુ છું ? આ કોણે કર્યું ? મે કર્યું આ ઉપચારથી બોલાય છે બાકી શરીરથી આત્મા વિભિન્ન થયો કે તુરંત તેવો તે જાતને સંભાળે છે માનવ મરીને કુતરો થયો. અને તે કુતરાને દેહને મમત્વ ભાવથી સ્વત્વમતિથી કલ્પી લ્યે છે પણ સર્વ સ્થળે આત્મા તે આત્માજ ગણાય છે

— પશ્ચાત્તાપ આગ :—

કોઈ દુખી વ્યકિત કર્મ વિવશ થઈને ચોરી કરતા શીખી જાય છે ચોરી કરતા કરતા એવા સંસ્કાર દૃઢ પડી જાય છે કે,

એ ચોરી ન કરે તે દિવસે ચેન નથી પડતું ? ચોરી એ જીવનનો એક ભોગક બની જાય છે

આવીજ રીતે આત્માને મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ આ દ્વારા પાપ કર્મોપાર્જન કરવું એ દૃઢ સંસ્કાર પડી જાય છે. અને તેમાં એ તદાકાર બની જાય છે. પોતે એવું ન કરે, અને ન કરવા કોઇ સતત પ્રયાસ કરાવે તો તે આત્માને અનિષ્ટ લાગે છે, અહિતકર ભાસે છે. પણ પોતે જાતનું ભાન લાવીને સમજે અને અનિષ્ટને અનિષ્ટ માને, ઇષ્ટને ઇષ્ટ માને પછી આત્મામાં કરેલાં પાપોની પશ્ચાત્તાપઆગ પ્રગટે છે. તે આગજ કર્મકાષ્ઠભારાઓને ખાખ બનાવી દે છે આત્મા કર્મ-મુકત થતા મુકિતનગરને અલંકૃત કરે છે, મુકિતવાસી બને છે.

## —: સત્ય દર્શન :—

આખની કીકીઓ ચકચકતી હોય છે છતાય અંધાપો પીડે છે. એ અંધાપો મોહના ઘેરા ધૂમાડાનો હોય છે. મોહ અંધાપો એવો ભયંકર કાતીલ છે કે, કુલવિરૂધ્ધ, વ્યવહારવિરૂધ્ધ, શોભનશીલવિરૂધ્ધ, કર્તવ્યવિરૂધ્ધ, ધર્મવિરૂધ્ધ પ્રગતિ કરવા પ્રેરે છે.

આત્મા આથજો મોહ અંધાપાથી કંઇજ વિચારી-મનન-જાણી શકતો નથી. ઉલટ-પ્રવૃત્તિઓમાજ રસલુબ્ધ બનીને જાતનેજ દુઃખિત કરે છે મોહ અંધાપો ટળે, તોજ આત્મભાન, આધ્યાત્મિક રસામૃતપાન, આત્મિકાનંદ સુખાસ્વાદ આત્મા ચાખી શકે છે. અનનુભૂતપૂર્વ અદ્વિતીય, અસામાન્ય, અકથ્ય સુખ જે આત્માના છે તે આવિર્ભૂત થાય છે પછી સુખ પ્રાપ્તિની ઇચ્છાજ નથી.

## —: સત્ય સુખ :—

જોવાનુ, જાણુાનુ સમજાનુ જે સુખ વર્તમાનમા આત્માને મઝની ગયુ છે, તે સુખ સ ય નથી વાસ્તવિક નથી, સ્થિર નથી માત્ર અસુખમા સુખાભાસનો એક અ શ છે પરિણામ દુ ખરૂપ હોય ?

ઉન્માદાગ્નિનુ પત ગીયુ અનીન ભોગ વિલાસ, વૈભવોના જુનાવળથી અસ્ત થયેલો તેના ઉપર-ચોગીયા ચમકારાથી તેમા પત ગીયાની જેમ અ ાાઇને સ્વજાતને હોમી દે છે અને બળીને ખાખ થઇ જાય કે સ્વગુણોની રાખ બનાવે છે અમર આત્મા છે વિનશ્વર દેહ અને દેહાધ્યાસો છે દેહ-અનિષ્ટ મન ઇન્દ્રિયોના વિકારો આત્માને ઉન્માર્ગ ગામી બનાવી અનેકધા દુ ખોનો ભોક્તા બનાવી મુકે છે નિરાધાર દીનતાથી પોકો મૂકી જીવ અસહ્ય દુ ખોને વેઠે છે મોહાગ્નિનુ પત ગીયુ છૂટ મરીને, આત્મભાનુના પ્રકાશનો દ્રષ્ટા બને તો દુ ખજ નથી

## — પરીક્ષોત્તીર્ણ મોક્ષમા —

નિશાળમા પાસ થવાથી કામનાથી વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે કોઇપણ વિદ્યાર્થી નાપાસ થવાની ઇચ્છા રાખતોજ નથી પણ રોજ઼ દાનો શિક્ષકે આપેલો લેશનક્રમ તૈય્યાર ન કરે ? ભણવાના સમયે અનેક રમત ગમતના વિચારોથી સપડાઇ જાય, અને પરીક્ષાનો સમય નજીક આવવા છતાય ચીવટ ન રાખે તો પાસ થવાની ઇચ્છા આંખમીચીને નાટક જોવા જેવી નિરર્થક કહેવાય છે તેવીજ રીતે મોક્ષ મેળવવાના દ્ર્ઢ સ કલ્પથીજ ધર્માનુષ્ઠાનો આદરે છે છપ મોક્ષ ન મળવાન કારણ એજ છે

કે જડ-રમતગમતો, સંસારના દુઃખભરપુર વિષયોનો પરિત્યાગ ન કરે કે નથી કરતા તો સર્વત્યાગ સીવાય સંપૂર્ણસુખમય મોક્ષ કયાં છે?

## — મુસાફીર :—

સંસારની મુસાફરી જીવ કરી રહ્યો છે ગતિ આગતિના સ્ટેશનોની ડાયરી છે રોજ જીવ એ ડાયરીના ક્રમ પ્રમાણે દરેક સ્થળોમાં મુસાફરી કરતોજ આવે છે પણ મુસાફરીની ડાયરી સર્વ સ્ટેશનો વટા યા પછી મોક્ષમાં પહોંચે ત્યારેજ પુરી થાય છે ત્યાં સુધી ડાયરી પ્રમાણે સ્ટેશનો એક પછી એક વગાવવાજ પડે.

જીવ મુસાફીર છે ચોરાશી લાખ જીવાયોની મુસાફરીના સ્ટેશનો છે ઉવાયુ ટ્રેન છે સ્વજન મેળો માલમી કત, ઘર લક્ષ્મી આ સ્ટેશનોનું ફરનીચર છે મેળો મુસાફરોનો સાથ છે આયુષ્યદોરી એ તાગના દોરડા છે માનવદેહ ટિકિટ છે આયુષ્ય પૂર્ણ થતા ટિકિટ મૃત્યુના ફાગડમાં પેસતા ગી ગી ને આપી દી ધી છે

## — પંજર —

જીવ પોપટ જેવુ પંખી છે દેહ પાંજરૂ છે પોપટ પાંજરાને નિજઘર સમજીને વળગી પડયો છે પણ પાંજરૂ બંધન છે આઝાદીને છીનવી લેનારૂ છે પરંતુ જ્ઞાનીની કેદ છે આ સમજતો નથી પોપટ પાંજરાની બહાર નીકળો હોય પણ કંઇ ભય આવે તો પાંજરામાં પેસી જાય છે કમતિથી બંધનને સાથ તરીકે પોપટ માની બેઠો.

તેવી રીતે જીવ દેહ-પંજરનો વારસ બનીને દેહનેજ નિજ રૂપ માને છે. અને તેનીજ સારવારમાં અખિલ જીવન વીતાવે છે પણ નિજનું તો નિજમાં છે નિજનુ ભાન એજ આત્મજ્ઞાન છે

## —: સંતસંગ :—

સાધુ મહાત્માઓ અને મંસાગ્રસન્તોનો મેળ મળવો અશક્ય છે. સાધુ મોક્ષદૃષ્ટિ હોય છે સંસારી વિલાસ-ભોગ-વિષયદૃષ્ટિ હોય છે. સાધુઓનો ઉપદેશ તમારી વિષયેચ્છાને મૂકાવવાનો હોય કે વિષયી, કપાયી જીવોને એ ઉપદેશ ક્યાથી રૂચે?

સંસાર મણગારીઓને વૈરાગીઓ અને એનો ઉપદેશ ઓછોજ રૂચે છે ચોર જાગનારને જોતા ગાળજ ચોપડે છે કારણ એના ખોટા કામમા તે વિઘ્નકર છે ચોરી ખોટી છે એમ ચોર સમજે તોજ જાગતો ઠીક છે એમ માનવા તૈયાર થાય છે સાધુઓ તેઓને રૂચે છે કે જેઓ સંસાર-વિમુખ છે

## —: સુખેચ્છા :—

જીવ માત્રને સુખ મેળવવાની, દુઃખના ટાળવાની ઇચ્છા હોય છે પણ મધળુંવ સુખ કયાથી મળે? ઇચ્છાનુસાર સુખ મળતુ હોય તો મોક્ષને ન ઇચ્છે સર્વસંપૂર્ણ સુખસ્થળ મોક્ષજ છે સારા અક્ષરો કાઢવાની સૌને ઇચ્છા છે પણ હથોટી પડી જાય તના અક્ષરો આવે છે

માલ મેળવવા સૌ ઇચ્છે છે પણ જેવી ધર્મસંસ્કારની, મનોવિજ્ઞાની ગડ પડે તેવજ સ્થળ મેળાય છે

## —. વીરાગણ —

વીરો વીરાગણની ભૂમિપર રણનાદથી ઉછળી પડે છે સપૂર્ણ શસ્રો તૈયાર કરીને યુધ્ધ ખેલે છે યુધ્ધ ખેલતા સ્વતુ કે પ ના ધાનુ જરાય ભાન રાખતા નથી એકજ વિજયલક્ષ્મી વરવાની તીવ્રાભિલાષા જ હોય છે

સસાર ત્યાગીને મુનિવરો પણ કર્મ–શત્રુની સામે જગ ખેલે છે પરિષહો ઉપસર્ગો આવે તેનો વજ્રસી છાતી કાઢીને સામનો કરે છે દેહપરની મમતા ઉતારી દે છે કાયર શરા શત્રુઓનો ધસારો જોઇને ડરી જાય છે અને શત્રુને વશ થઇ જાય છે તેમજ મનથી ચચન મહાત્મા પણ ડગી જતા સસાર કેદમા બધાય છે

## — સ્વરૂપ —

આગીમો ડાવ કાળના કે રૂપને સુધારનારો નથી પણ પ્રતિબિબ યથાર્થ બતાવે છે તેવીજ રીતે આગમો જિન બિબો રૂ ઉપરગ આ સઘળુ ય સ્વરૂપને સમજાવે છે પરરૂપને છોડીને સ્વમા તન્મય બનવા પ્રેરે છે

આગમશાસ્રો વાચીને તદ્અનુસાર વર્તન કરવુ જિનબિબની ભકિત પૂજા કરીને તદ્રૂપ થવાનુ આત્મપરિણમન કરવુ, ઉપદેશ શ્રવણ કરીને મા ામા શુ ખામી છે તે શોધીને વિશુદ્ધચિત્ત બનવુ આજ જ્ઞાનફળ છે આજ પૂજન ફળ છે આજ શ્રવણફળ છે આરીસાના વ્યામોહ કરતા સ્વચ્છ રહેવાનો વ્યામોહ પ્રશસનીય છે

## —: જડોપાસના :—

કોઈ અજ્ઞાનીને શરાબીને શરાબનો નશો ચઢતા આગને પણ શીતલ માનવાની પ્રેરણા જાગે છે અને આગમા પડતુ મુકવા તૈયાર થાય છે

મોહનશાથી માનવી પણ ભોગ-આગમા ભડકે બળવા તૈયાર થાય છે ભોગની આગ એ જીવનના સદ્ગુણોને બાળીને ખાખ કરે છે. પુદ્ગલ પ્રીતિ એ ખોટી છે-જૂઠી છે પરદેશીની પ્રીતિ ક્ષણિક હોય છે પુદ્ગલોની પ્રીતિ તજીને, વીતરાગની ગુલામી સ્વીકારવી, પ્રીતિ કરવી એ જ્ઞાનમર્મ છે.

## —: ઔષધિ જ્ઞાન :—

વૈદ્ય ઉંચામા ઉંચી ઔષધીઓ જાણે છે, રાખે છે વૈદ્યનેજ રોગ થાય અને ઔષધિઓનુ લીસ્ટ વાંચ્યા કરે, દવાઓના નામો ઉચ્ચાર્યા કરે એ વૈદ્ય પણ રોગમુક્ત થતો નથી પણ રોગથી પીડાયા કરે છે

જ્ઞાની પણ જ્ઞાનની ચર્ચાઓ કરે તત્વજ્ઞાનની મીમાંસાઓ કરે, અને જીવનમા રહેલી કોઇપણ દુર્વૃત્તિને તજે નહિ, કર્મ દર્દને નાશ કરવા એક પણ અમલ ન કરે, તો તે પણ વૈદ્યની જેમ માત્ર દવા જાણવાનો-ગણવાનો વ્યર્થ શ્રમજ ઉઠાવે છે તેને કંઇજ ફાયદો થતો નથી જ્ઞાન એ ઉચ્ચ છે. પણ જાણેલ વિરતિ, વૈરાગ્ય, સ્વભાવજ્ઞાન, પરભાવ-ત્યાગ, જીવનમા ઓતપ્રોત કરવુ પડે છે

## —: અપૂર્વવિશ્રાંશ :—

શરીરને વૈરાગી મહાત્માઓ ગટરની ઉપમા આપે છે કેઇ મહાત્માએ નગર-સારણીની ઉપમા આપે છે કોઇ મહાત્મા ચર્મ-કોથળો કહે છે કેઇ મહાત્માઓ અસ્થિશકટની ઉપમા આપે છે આમ દેહાધ્યાસ કે દેહવ્યામોહ ઓછો કરાવવા અનેકરીતે શરીરને નિંદે છે

વાસ્તવમા શરીર વ્યામોહજ સસાર છે અને સસારનો મોહ એજ ભવભ્રમણ છે સઘળા પાપ વ્યાપારનુ મૂલ શરીર હોવાથી તેનીજ ઘૃણા આવતા મૂઢ જીવો તેની આળપપાળથી, તેની સેવાશુશ્રૂષાથી પર રહી તેમા રહેલ સુષુપ્ત આત્મદેવને ઓળખે અને જાગૃત કરે। આત્માજ પરમાત્મા બને છે પણ જડદેહાધ્યાસથી મુક્ત બન્યા સીવાય એ બનવુ કઠિન છે તેથીજ દેહને દુર્જનમિત્રસમ માની તેનો કર્મ-કાશલ, તપ જપ અને સુવ્યવસાયથી મરો

## —: કાયાવર્તન :—

કાયા એ અમરગુટિકા જેવી છે, કાયાથીજ મોક્ષ છે કાયાથીજ નરક છે કાયાથીજ સ્વર્ગ છે માયાની માયા મુકીને ઇશ્વરધ્યાન અને આત્મચિંતનની ધુનથી રગી નાખતા એજ કાય અમરપદવી આપે છે બેદરકારીથી જ્યા ત્યા જેમા તેમા પરોવતા એજ માયાના સાધનથીજ જીવાત્મા ઘોર દુખોનો ભોક્તા બની જાય છે,

મોટરકાર, ડ્રાઇવર વ્યવસ્થિત ચલાવે તો માઇલોની મુસાફરી ઝપથી કાપી દે છે અને ડ્રાઇવર બેદરકારીથી ચલાવે તો

ખાડામા પડતા અકસ્માત્ એકસીડન્ટ પણ થઇ જાય છે. કાયાને મોટરકાર અને મોટર ડ્રાઇવરને મન સરખા છે. દરકારથી કાયા વર્તન રાખો ?

## —: મૃત્યુથી ન ડરો :—

મૃત્યુ એ સ્વભાર છે જીવન એ પ્રકૃતિ નથી પરતુ કર્મનું કાર્ય હોવાથી વિકૃતિ છે મૃત્યુ એ તો જન્મ સાથે સર્જાયુંજ છે. એનો ડર ન રાખતા મૃત્યુંજાપક પુરૂષાર્થથી આત્મનિદિધ્યાસન કરવુ એજ મૃત્યુંજય રસાયણ છે

શાસન, સમયજ્ઞ, આત્મતત્ત્વજ્ઞ પુરૂષો, મૃત્યુનો ભય છોડીને, મૃત્યુ માટે તૈયાર રહીનેજ ઘોર દુઃખોનો સામનો કરે છે આત્મ સાક્ષાત્કાર કરવાની તીવ્રાભિલાષાજ મૃત્યુભયને ગૌણ કરે છે. ભયકરતપશ્ચર્યાઓ, ઘોરસ્થળોમા અચલ સ્વભાવ રાખીને સાધ્યસિદ્ધનું ધ્યાન, નિરાહારભાવ નિર્મમભાવ, મૃત્યુંજય સાધનો છે

## —: અજ્ઞાનતા :—

માછલાઓનુ ટોળુ સાગરના ઉંડા જળની તરગોની સાથે ખુશીથી રમે છે કિલ્લોલ કર છે મનમાણી મોજ ઉડાવે છે કોઈ માછીમાર ઉંડા જલના માછલાઓને જાળમા જોડવા કોશિષ કરે છે જાલ બીછાવે છે અજ્ઞાન-માછલાઓ એ જાલની સાથે લાગેલા મીઠા પદાર્થોને ખાવા દોડી આવે છે, માછીમારને પૂજ્ય ભાવથી જુએ છે પણ જાલમા ફસ્યા પછી તો સમજે છે કે, આ માછીમાર પૂજ્ય નહિ પણ તિરસ્કાર પાત્ર છે, પ્રપચથી ફસાયા

મોહ–માછીમારની અખિલ સંસાર પર જાલ બીછાયેલી છે જીવ મત્સ્ય પ્રપંચને ન સમજતા તેમાં ફસાય છે, મરે છે, તત્ત્વને વીસારે છે અને દુઃખી થાય છે

## —: સત્તા ભય :—

માથા ઉપર ભુજંગ લટકતો હોય તો કયો માનવી ત્યાં ઉભો રહે? નાગી તરવારો માથા પર વીંઝાતી હોય ત્યાં કોણ નિર્ભય ઉભો રહે! હા અજ્ઞાનીને એ દેખાતું નથી જેથી સત્તા ભયને ગણકારતો નથી

સંસારાવાસ એ ભયંકર કામ–ક્રોધ–માન–માયાના ભુજંગોથી ભરેલો છે આજે કે કાલે મૃત્યુતરવારથી શિર કપાવાનું, આવા ભયમાં કોણ નિશ્ચિંત પ્રમાદવશ રહે? ભય ઉભો છે, જાણું એ ચોકકસ છે પછી શાને ઉંઘવું? એક પોલીસ ઉભો હોય ત્યાં ગુન્હો કરતાં બહાદુર પણ ડરે છે તો સર્વદ્રષ્ટા સર્વજ્ઞ, સર્વના સર્વ ભાવોને જુવે છે જાણે છે પછી હરકત નતીને આમાં શા માટે ગુન્હો કરે? જગ કર્મ સત્તાનો ભય રાખો?

## — આસક્તિની અશક્તિ —

માનવને આત્મનિરીક્ષણ થયા પછી સંસારાસક્તિ દુષ્પ્ય દેખાય છે કદાપિ સંસારવાસનાઓ ઉપર ન થઈ શકે પણ સાથે ધર્મશક્તિનો સદચાર એવો રાખે કે આસક્તિના પાશથી તે મુઝાતો નથી તેમાં ગગડાતો નથી એકરૂપ કે એકતાન બનતો નથી, કોઈ સમુદ્ર ઉપ જળમાં ન્હવાનો પ્રસંગ આવતા શરીરપર [illegible]નો લેપ કર્યો હોય તો મગરમચ્છનો ભય અસર્વ [illegible]

કારણ કે હજીરનો એવો ગુણ છે. એવો એની ગંધ છે કે: મગરમચ્છો ડરતા રહે છે, પાસે પણ આવતા નથી.

આત્મા પર સુશ્રધ્ધા અને રૂચિનો લેપ લેપાઇ જાય પછી સંસારસાગરનું વાસનાજલ અને આસકિતમગરો તે આત્માને જરાય સ્પર્શી શકતાજ નથી. બલ્કે દુરના દુર ડરથી ભાગતા ફરે છે. આત્માને શ્રધ્ધાના અને વિવેકના ખરડથી ખરડાઇ નાખવોજ જોઇએ, તો સંસારસફર સફલતાવાળી અને સુખદ નીવડે છે. મુકિત ધામ સહજ મેળવાય છે

— આત્મ-મંથન :—

આધ્યાત્મિક, શારીરિક, વાચિક ઉન્નતિ કરવાની કામના જાગવી એ પણ પુણ્યનીજ નિશાની છે. આત્મિકોન્નતિને ચૂકેલો ભલે આધિભૌતિક વિકાસ સાધતો જાય પણ એ વિકાસ પૂર્ણાંશી નથી પણ અલ્પાંશી છે અને અસ્થિર છે. સર્વાંશી વિકાસ તો આત્મિક વિકાસથીજ થાય છે

કોઈ દવા લેતાં રોગ ઓછો થાય ભ્રાન્તિ પણ જન્માવે કે, અને રોગ મટી ગયો છે દવા પણ બંધ થાય અથવા કંઇ કુપથ્ય સેવાઇ જાય તો રોગ ઉભરાઇજ જાય છે તેવીજ રીતે બીજા તમામ વિકાસો, આત્મિકોન્નતિ સીવાય અધુરા છે, અસ્થિર અને અલ્પાંશી છે.

— દિવ્ય જ્યોત :—

દીપકને જ્યાં રાખીએ ત્યાં અજવાળું કરે છે. ઘરમાં રાખો તો ઘરમાં, દુકાનમાં રાખો તો દુકાનમાં, ગોખલામાં રાખો તો

રસોડામાં ભોજરામા પ્રકાશ પાથરે છે પણ નાનો દીવો ભુજ સ્થાનમા પ્રકાશ પાથરે છે જેમ દીપક મોટો હોય તેમ પ્રકાશ દૂર–સુદૂર પ્રસારે છે

જ્ઞાન પણ દીપક છે જે માનવીને જેટલું જ્ઞાન હોય તે પ્રમાણે વસ્તુને યથાર્થ ઓળખી શકે છે અનુભવી શકે છે જોઈ શકે છે અભિન્ન જ્ઞાન એજ છેડવામા છે સો માગમા માંગ દીપક છે એ જ્ઞાન આત્મામાજ છે પણ ઢાંકણું આવૃ ... એ ખસી જતા પ્રગટતો કેવળજ્ઞાનસ્વરૂપદીપક પ્રગટે છે પછી અજવાળુ કે અંધારુ હોય જમીનમા હોય કે આકાશમા હોય, જાહેર હોય કે ગુપ્ત હોય પ્રત્યેક પદાર્થ–ભાવોને ત્રણેય કાળ સંબંધી જાણે–જુવે છે આત્મા અંતર્મુખ બને તોજ તે ઝગમગે છે

## — વ્યામોહ —

દ્રવ્ય વ્યામોહ માનવીને ભાનભૂલા બનાવી દે છે કર્તવ્ય પરાયણતાથી ભ્રષ્ટ કરે છે આત્મજ્ઞાનથી દૂર રાખે છે દ્રવ્ય એ પરવસ્તુ છે આત્માનો કોઈ તેમા પ્રદેશ પણ નથી અને આત્મામા દ્રવ્યનો પ્રદેશ પણ હોતો નથીજ પણ વ્યામોહ પલિત વળગે એથી દ્રવ્યમા હું અને મ્હારામા દ્રવ્ય ઓત–પ્રોત છે આવી ભ્રાન્તિ કે કુકલ્પના ઘર કરી બેસે છે

દ્રવ્યનાશથી સ્વનો નાશ સમજે કે સ્વદેહના નાશથી દ્રવ્યનો નાશ થતા નથી એ ભીન્ન ભુલાઈ જાય છે દ્રવ્ય જ્યા જાય ત્યા કિંમતી ગણાય છે પણ પોતે આ ભવથી પરભવ પ્રતિ પ્રયાણ કરે છે ત્યારે દ્રવ્ય રહી જાય છે અને પોતે ખોવાઈ જાય છે ... અહીં કિંમતીજ ગણાય છે પણ પોતે એનો

વ્યામોહ, મમતા કરીને કર્મબંધનથી કુગતિમા જતા મૂલ્યહીન બની જાય છે વ્યામોહ રાખો તો સ્વગુણનો રાખો એ સાથેજ ચાલે છે, સ્વમા સ્વકીયભાવથી તે તન્મય હોય છે

## —' આસ્તિક્ય —

આત્મા છે, કર્મનો કર્તા છે કર્મથી મુક્ત થવાના ઉપાય છે, કર્મનો ભોક્તા છે, મોક્ષ છે, મુક્તિમા જવાના સાધનો છે ગત-જન્મ હતો વર્તમાન-જન્મ છે આગામી જન્મ છે સુકર્મ-અશુભ કર્માનુસાર જીવ સુખ દુ ખ પ્રાપ્ત કરે છે

વિશ્વમા જીવની ઉચ્ચ નીચ દશાઓ કર્મપ્રભાવથી થાય છે. કુકૃત્યો અશુભકર્મ અને સુકૃત્યો શુભકર્મના નિદાનો છે સંસારમા જીવાયોનિઓ છે, ચારગતિ છે આ સવળુ ય આસ્તિકતાથી માનવુ કોઇ કહે છે કે, હુ નથી માનતો તો આંધળો કહે છે વિશ્વમા અંધારૂ છે મને દેખાતુ નથી તો શુ દેખતાઓ માની લ્યે ખરા! મિથ્યાત્વનો અંધાપો નાસ્તિકતા જન્માવે છે

## —' કર્માંકુર .—

દેડકો મરી જાય છે પછી તેનો નાનામા નાનો ટુકડો પડયો હોય તેમાથી અગણિત સૂક્ષ્મ-સમૂર્ચ્છિમ દેડકાઓ જન્મી જાય છે તેવી રીતે કર્મનો નાનો ભાગ પણ અનેક નવા કર્મોની શ્રેણી પેદા કરે છ ભવચક્રને વધારી મૂકે છે

મનો-વિજય પૂર્ણાંશ થાય તાજ પૂર્ણાંશી થાની બનાય છ મન પલેપલે નવા તરંગોથી તરંગિત બનતા નવા કર્મોનુ બંધન

થાય છે મનમા લેશ પણ વિકારભાવ રહ્યો હોય તો વિકારનો વારિધિ ઉછળી પડે છે અને જીવને એવો સતાડી દે છે કે, શોધ્યો હાથમાજ ન આવે ! આત્મા આત્માને નથી ઓળખતો ! હુ આત્મા છુ, એ ભાન પણ જતુ રહે છે કર્મસત્તાનો પ્રભાવ જુલમ છે

## —: પૂર્ણ વિરામ :—

માનવજીવનની સફર એક વાકયઘટના જેવુ છે લેખક વાકય લખવાની શરૂઆત કરે ! તેમા કેટલાક વાકયો જલ્દી પૂર્ણાનુતિને પામે ! વિરામ, પૂર્ણવિરામ પામે છે કેટલાક વાકયો અલ્પવિરામ, અર્ધવિરામ અને પૂર્ણવિરામ ભજે છે

તેમ માનવી જીવનકાર્યોમા કયાય અપતા, કયાય અર્ધતા, કયાય પૂર્ણતા મેળવે છે પણ પૂર્ણવિરામ તો દીર્ઘનિદ્રા–અવસાન સાથેજ થાય છે કારણ, જીવે ત્યા સુધી કાર્યવાકયો રચવાજ પડે છે પછી તે તાલબધ્ધ કે છદબધ્ધ હોય કે પછી એતાલમાં કુછદથી કલિત હોય પણ જીવનકાવ્ય પદ્ય કે ગદ્યમા રચાતુ જ જાય છે, જીવનો પૂર્ણવિરામ તો મુકિતધામમા પહોંચ્યા પછીજ થાય છે જીવન એ કાર્ય છે અને જીવનમુકિત અર્થાત્ કર્મ-હીનતા એજ પૂર્ણાન દસ્થાનીયપૂર્ણવિરામ મુક્તિસ્થગેજ છે

## —: પુરૂષાર્થ :—

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો, શાસ્ત્રોના કહ્યા છે અર્થપુરૂષાર્થ અને કામપુરૂષાર્થ એ ધર્મનિયમથી કલિત

થાય છે ધર્મ કે પુણ્યાંશથી પરવારેલો માનવી આ એ પુરૂષાર્થો કરે પણ ફલશૂન્ય રહે છે મનોરથ સેવે છે પણ તેની સિધ્ધિ મેળવી શકતોજ નથી

તો સાચો પુરૂષાર્થ ધર્મમાજ કરવો એ માન્ય છે ધર્મ પુરૂષાર્થની સિધ્ધિ થતા, જેમ બીજ વાવવાથી વૃક્ષ ફુલ-ફલ આપોઆપ સહજ ઉગે છે મળે છે તેમ કામ અને અર્થ મળીજ જાય છે પુરૂષાર્થ તો પ્રતિદિન-નિયમિત ચાલુજ છે પણ દિશા અને ધ્યેયશૂન્યતાથીજ પુરૂષાર્થનુ પરિણામ શૂન્યરૂપે આવે છે મોક્ષાર્થેનેજ સાધો ! તે ધર્મથીજ સધાય છે, એ ન ભુલવું જોઇએ

## —: ધર્માર્થ :—

સુખનો મોટો ઉછળતો દરીયો આત્મામાજ છે સર્વને સુખ જોઇએ છીએ સુખાર્થે તનતોડ રાત દિવસ પ્રયત્નો જીવો કર્યા કરે છે છતાય સુખ મળતુ નથી દુખ ટળતુ નથી સુખ મેળવવુ, દુખને ટાળવુ એ માનવીના હાથની વાતજ નથી જેમ આકાશમા વાદળો આવવા, પવન ફુકાવવો, વરસાદ વરસવો એ બેટ્ટતના હાથની વાતજ નથી સૌના પુણ્યની પ્રબલતાજ એમા મધ્યસ્થરીત્યા કમ કરે છે

તવીજ રીતે સસારમા પ્રયત્નાજ કામ કરે છે એવુ માનવા કરતા સુકૃ યા પુણ્યો અને પરમાર્થ-વૃત્તિજ સુખનો ઉપાય છે એમ માનવુ એમ આચરવુ

## —: મનસુબા :—

નવરા માનવોને બેઠા બેઠા મનસુબાઓ પેદા થાય છે. અને તે એવા પાયા વગરના, કદીય સિદ્ધ ન થાય એવા વિચિત્ર હોય છે જે મનસુબાઓ મિનિટ બે મિનિટ નહી પણ કલાકોના કલાક ચાલે છે માનસ-શાસ્ત્ર-વેદીઓ આને માનસિક નબળાઈ કહે છે આજેજ પાગલતા કહેવાય

જેમ ઝુંપડામા રહેનારો બંગલો બાંધવાની યોજના કરી લે! પગે ચાલનારો મોટર ચલાવવાની કળાની વિચારણા કરે! સુકો-રોટલો ખાનારો ઘેબરના ઢમનાના સ્વપ્ના સેવે! ભલા માનવી, આ તો મર્યાદાહીન મનોતરંગોની એક ઘટમાળ છે આમા હાથમા કશુજ નથી આવતુ ! સાચુ આત્મિક પવિત્ર ગુમાવી દેવાની મોહ વિભ્રમિત આ રમત છે નાશમાત્ર છે

## ગાડપણ :—

કેટલાક તો જડ પદાર્થોની પ્રાપ્તિ કરવાની ઇચ્છા પાછળ ઘેલા બની જાય છે તેને મેળવવા રાત દિવસ ભૂખ, તરસ વેઠીને, તાપ-ટાઢ સહીને પ્રયત્નો કરેજ જાય છે વસ્તુના અભાવમા રાગ જેવા કરે છે ફીકર કરે છે પ્રત્યેક કાર્યોથી કંટાળે છે અને કોઈ ભાગ્યયોગે એ વસ્તુ અનાયાસે મળી જાય છે ત્યારે તેમા ગુલતાન બને છે એકતાર બને છે તે ન નાશ થાય એની ફીકરના ફંદામા ફસી જાય છે અને ગાંડો બની જાય છે તેને કર્તવ્યા-કર્તવ્યનુ ભાન રહેતુ નથી ! વસ્તુના સદ્ભાવથીય ગાંડપણ અને વસ્તુના અભાવમાય ગાંડપણ ! આજેજ જડસંગ દુઃખકારક છેજ

## —: ધ્યાનધન :—

જામી ગયેલા ગમે તેવા ધૂળના ઢેફા, વજનદાર સોટાનો ઘણ પડતા ચૂરેચૂરા થઈ જાય છે આત્મામા કર્મના ઢેફા એક પછી એક ગોઠવાયા ગયેલા છે એ ઢેફા એવા આત્મપ્રદેશો સાથે એકાકાર બન્યા છે કે, આત્મજ્ઞાન તો દૂર રહ્યુ પણ, કેટલી વખતે ચેતના પણ તિરસ્કાર થઈ જાય છે

આ ઢેફાનો ચૂરેચૂરા કરવા માટે આત્મજ્યોતિ કે આત્મ દર્શન જ્યાથી થવાનુ છે ધ્યાન, સુધ્યાન એકાગ્રચિત્તવૃત્તિ કરતા, ધ્યાન ઘણોના એક પછી એક ઘા પડતા એ કર્મ ઢેફા ભાગીને ભુક્કો થઈ જાય છે અને સુપરિણતિરૂપ પવનના સપાટાથી તે ઉડી જાય છે અને આત્મા નિર્મળતમ બની જાય છે

## —: શ્રદ્ધા :—

પ્રત્યેક ધર્મીજનોએ, જે જે ક્રિયાનુષ્ઠાનો આચરતા હોઈએ, તે તે ક્રિયાઓ પર શ્રદ્ધાનુ સામર્થ્ય જમાવવુ જોઈએ શ્રદ્ધા-વિશ્વાસ વગરની ક્રિયાનુષ્ઠાનોની પ્રવૃત્તિઓ સફલ થતી નથી ક્રિયાનુષ્ઠાનોની પૂર્ણશ્રદ્ધા અને તેમા અર્થોપયોગ-રતતા એજ ક્રિયાનુષ્ઠાનોનો અમૃતરસ ચખાડે છે ધર્મક્રિયાના ઢગલાને ઢગલા ભેગા થાય, પણ તેમા શ્રદ્ધા અને એકાકારવૃત્તિ હોય તોજ તે ધર્મ આત્માને સ્પર્શે છે, એ ધર્મ આત્મીય કહેવાય છે

## —: સમતા :—

સાધુ પુરુષો, ગમે તેવા સંયોગો સ્પર્શ પણ જરાય માનસિક વિકૃતિને નથી પામતા એ ભાવ સમતા, અને ગુન્હાઓને ભૂલીને

ઉદારતા એ કદીય છોડતા નથીજ. કોઈ પૂજા કરે ! કોઈ અપમાન કરે ! કોઈ સ્તવના કરે ! કોઇ નિંદા કરે ! પરંતુ મહાપુરૂષો સૌના પર સમતોલ મનોભાવ રાખી શકે છે ચંદનવૃક્ષને ભયંકર ભુજંગો બેટી રહે છે, પણુ ચંદન વિષમય નથીજ બનતું !• મહાપુરૂષો ચંદનવૃક્ષોપમ સદૈવ સુવાસિતજ હોય છે ચંદનને બાળો તોય સુવાસ પસારે છે કાપો કે ઘસો પણ તેમાં સુગંધીજ હોય છે

— કર્મબંધ —

કર્મ અને જીવ ઉભયનો સંબંધ અનાદિનો છે કર્મ જ્યારે સમૂલ નિકંદન પામે, ત્યારે આત્મા સાદિઅનંત આત્યંતિક સુખ-ભોક્તા બની જાય છે બાકી તો કર્મો અનેકધા હોય છે હળવા કર્મ જગ જગ દુઃખ સંયોગોમાં મકી દે છે અને સુખની શય્યામાં સુવાડી દે ।

પુણ્યાનુબંધી પુણ્યના યોગે આત્મા મુક્તિસુખનીપ્સુ બને-છે સાંસારિકસુખ મળવા છતાં તે સુખમાં મૂર્ચ્છાગત નથી બનતો ! સહેલાઈથી સુખ તજીને ત્યાગાભિમુખ બની જાય છે ત્યાગ ત્યાગને ત્યાગના રંગથી રંગાઇ જાય છે કેમકે પાપાનુબંધી કર્મો આત્માને સુખાભાસોથી લપેટી દે છે અને ત્યાગદ્વેષી બનાવી દે છે સર્પદંશ જેવા કર્મો મૂર્ચ્છાગત કરે છે વીંછીના ડંખ જેવા કર્મોથી ચેતનાનો ચીરાગ બુઝાતો નથી

— સાણીજ્મ —

સંસાર આખોય દાવાનળ જેવો ધગધગે છે જ્વાળાઓથી કેઇ આત્માઓ બળી બળીને ખાખ થઇ જાય છે સંસાર

દાવાનળ કહ્યો, એટલે એમા કઇ લાકડા નથી બળતા કે કોલસાના અંગારા નથી સળગતા ! પણ જ્ઞાનધરો જણાવે છે કે, સંસારમા વાસનાઓ રૂપી જવાલાઓ છે, આસક્તિ રૂપી ઉડી-ઉડતી આગ છે મનોવિકારરૂપી તીક્ષ્ણ-તણખા છે દુર્બુધ્ધિરૂપી અંગારા છે કુભાવનારૂપી દહન છે

અવિરતિ એટલે નિયમન-સંયમન કઇ પ્રતિજ્ઞાપાલન વિનાનુ જીવન એજ આગ છે અવિરતિની આગને પ્રશાન્ત કરવી હોય, ઓલવવી હોય, પરમ શીતળતાની શીતળછાયા અનુભવવી હોય તો ગુરૂવાણી રૂપી પ્રશમ જલ-ધોધ નીચે સ્નાન કરવુ જોઇએ ! ગુરૂદેવોના મુખારવિંદથી જે વિરતિની વિશદ વૈરાગ્ય-વર્ધિની વાણી વરસે છે તેનુ પાન કરવાથી આધિ વ્યાધિ અને ઉપાધિની હોળીજ ઠરીઠામ પડી જાય છે મહાનુભાવો ! એ ગુરૂવાણીના ગાનમા તન્મય બનો !

— વૈરાગ્ય —

કપડા પહેરવાથીજ વૈરાગ્ય આવતો નથી ! મનોવિજય અને ઇન્દ્રિયોનુ દમન એજ ત્યાગ છે એજ સાચો વૈરાગ્ય છે હા વેશ ત્યાગ ટકાવવાનુ, વૈરાગ્યવૃધ્ધિનુ કારણ બની જાય છે વેષથી વૈરાગીને, ત્યાગીને સ્વાચાર વિરૂધ્ધ વર્તન કરતા શરમથીય અટકાયત થવાની શક્યતા રહે છે બાકી હૈયામા ભોગ-સ્પૃહાઓ, વિનાસ-લાલસાઓ, ભોગ ભોગવવાની ઉર્મિઓ ઉછળતી હોય તો તે વૈરાગ્ય કડવાશ ભર્યો છે મીઠાસ ભર્યો નથી ! એ વૈરાગ્ય હજારોને શ્રધ્ધાહીન બનવાના પ્રબલ સાધન બની જાય છે.

ભોગસ્પૃહાનો સમૂલ ત્યાગ એજ વૈરાગ્ય છે એજ વૈરાગ્ય આત્માને પાપાચારોથી દૂર રાખે છે મોહધામથી મુકાવીને આત્મ

સામ્રાજ્યની સીમાને દર્શાવે છે ભોગલાલસાંવગરનો વૈરાગ્ય જ મોક્ષાભિમુખ બનાવી દે છે મોક્ષાભિલાષી નિર્ગ્રંથ જ સાચો વૈરાગી કહેવાય છે

## • અંતર્મુખી

બહિર્મુખ આત્મા જડને જ શોધે છે જડમાં રંગાય છે જડાસક્તિ એ એનુ ધ્યેય હોય છે અંતર્મુખી જીવો સત્‌ની શોધમાં તન્મય હોય છે સત્‌ની ચર્ચાઓ, સત્‌ની સત્યતા પર આકર્ષિત રહે છે સત્ અન્યમા નથી અન્ય નથી, હારામા છે તુ પોતેજ સત્ છે નિજાત્મલક્ષ્ય સત્તત મત્સા ફુમાડી દે છે ધ્યાનની અમૃત-સરિતના પ્રવાહમા આત્મલક્ષી પ્લાવિત થયા કરે છે આત્મતત્ત્વને જાણીને મેળવીનેજ જ પે છે મનનો વિજય કરવો એજ અંતર્મુખીનો સાધ્યપથ છે સાચી તત્ત્વની ભૂખ એવી અમિત જાગે છે કે, હીરાપન્ના સોનુ ચાદી કઈજ તેને રૂચતુ નથી ભૂખ્યો સૌનો મોહ છોડીને અનાજ મળતા તૃપ્ત થાય છે

તેવીજ રીતે આત્મદર્શીને તત્વ-જ્ઞાનામૃતની જ ભૂખ હોય છે, તે મળતા પુનમ્નિ થાય છે

## —' આશાદુઃખ :—

ભીખારીઓ પગથગના આગળામા રોઇ રોઇને, છાતીનો કુટી-કુટીને, લોહી સુધાય કાઢીને બીચારા રામપાત્રને ભરે છે અને જીવનસાર-ઇતિશ્રી માને છે નિગત ઉથે છે, આનમ માને છે, જીવનને સુખમય માને છે એની આશા દુઃખ મર્યાદિત છે તેથી તે થોડામાય સતોષ માનવાનુ સામર્થ્ય ધરાવે છે

પણ વિષયભીખારીઓ ઇન્દ્રિયોના ગુલામો, વિલાસના વેવલાઓ અનેકધા સુખ–સાધનો–સામગ્રીઓ મલવા છતાય ધીરજ નથી ધરતા અધુરાશના અજનમા અજાઇને દુખિત થાય છે, પીડિત રહે છે, દીનતા ભોગવે છે, લાચારી બતાવે છે ક્યાંઈને કણ્યથી શાન્તિ વરે છે અને ભોગી આશાવાળાઓ કદીય જગતા જ નથી

## —: મોહમસ્તી :—

મોહને પણ રાજા કહેવાય છે જુલ્મી રાજા હોય તે સર્વસ્વ લુટાવે છે ગામ બળાવે છે અને લુટાયેલાઓની દાદ–ફરીયાદ સાભળતો નથી તેમજ ત બીચારાઓને ભયકર માર મરાવે છે અને ગર્જી થાય છે

તેવીજ રીતે આ જુલ્મી મોહનૃપ પણ આત્માને ભોળવીને, આખે અધાપો જન્માવીને માર્ગથી ભૂલો પાડે છે ચક્કરમા નાખે છે એ આત્મા સ્વગુણધનથી લુટાઇને નરક આદિ ગતિઓની અગણિત વેદનાઓ વ્યાકુલતાથી વેઠે છે જરા એ જીવ કઇક પુણ્ય પ્રબલતાથી ઉચો આવે છે તો જેમ કોઇ કુર પએ પડે તેમ તેને પાછા હબ લઇને મોહ–મહારાજ દાબી દે છે મોહ–ગઢને ભેદ્યા સીવાય દુખથી મુક્તિ નથી

## — રગપલટો —

દુન્યાના રગો રોજ નવા નવા પટાય છ, માનવી તે રગોને જોઇને ભ્રમીષ્ટ બનતો જાય છે જાતન ભૂલીને એ રગોના ભેદાથી સ્વમાન્યતાઓ પર કચરાના થર જમાવી દે છે

પણ એ દુન્યવી રંગોના અંદરના મુખ્યરંગને જો એક મીટથી જોતા રહે તો નવા રંગો કાવત્રા જેવા દેખાતા-પગખાતા તેમા નજ રંગાય, ન રગડોળાય! માયાવી ક્ષણિક એ રંગો કયા સુધી? કુદરતી કોપીલી આખ વીકરતા કાતો રંગોનો વિનાશ થાય છે, કા તો પોતે કોઈ અજાણી ગોદમા સતાઇ જાય છે પછી નથી ...ગો કે જ ગો?

## —: પંખીમાલો :—

ઓ માનવી! તુ એમ માને છે કે હુ અમર છુ, અવિનશ્વર છુ, આ સઘળુ મે મેળવ્યુ છે, મ્હારૂ છે મારૂ કોઇપણ નથી લઇ શકતુ! મ્હારા અધિકારને કોણ છીનવી લેશે? આખનો પલકારો પણ સ્થિર નથી! તુ સમજ કે જતો-આવતો શ્વાસ, આખોના પલકારા આ તને ચેતાવે છે કે, અમો પણ આવીયે છીએ અને જઇએ છીએ સ્થિર નથી! તું પણ આવ્યો છે અને કોઈ ગોઝારા સમયે અહીથી ગમ્ગતિ કરી જવાનો છે એ કેમ ભૂલ્યો છે

તુ તો એક પથિક છે ચાલતો ચાલતો માનવદેહની ધર્મશાળામા આવ્યો છે નિવાસ કર્યો છે પણ અહીથી ચાલવાનુ છે, સર્વ મૂકીને આનાકાની સીવાય જવાનુ છે ખ્યાલ રાખજે કે, પંખીનો માલો છે બચ્ચા મોટા થતા પંખીનેય પણ માલો મૂકીને રફુચક્કર થવુ જ પડે છે કયા ગયો એ પંખી અને કયા એનો માલો છે, એ સમજ!

## —. વાર્ધકયાનુભવ :—

આજના સંસારમા વૃદ્ધ પુરૂષોની ઉદ્ધત-યુવકો, કુતુહલી-બાલકો હાસી ઉડાવે છે અને તેઓ, તેઓની બુદ્ધિનુ હાસ્ય કરે

છે ધરીભર હેરાન પરેશાન કરે છે. આ અજ્ઞાનતા છે. ઋષિયો એક જમાનામા પૂજ્યો ગણાતા ! આર્યસંસ્કૃતિના નિધાનો કહેવાતા! હજારોને સ્વાનુભવોનો મીઠો ઘુંટડો પાઇને અનુભવાભ્યાસનિષ્ણાત બનાવતા ! લોકો તેઓની ઉદાર અને વિશુદ્ધ બુદ્ધિનો ઉપયોગ કરીને વ્યવહારમા અને ધાર્મિક જીવનમાં સુખી થતા

આ પ્રૌઢ પુરૂષો હાસીપાત્રો નથી ! પણ અનુશાસનના શાસક તરીકે સ્થાપવા જેવા છે, એ ન ભૂલવું જોઇએ. કોલેજોમાં ભણતાં ફી ભરવી પડે છે, પુસ્તકો લાવવાનો ધૂમ ખર્ચો કરવો પડે છે ! પાસ થવાની ચિંતામાં ફીકુકા પડવું પડે છે. અને બદલામા કેળવણી મેલવાય, અને સાથે, કુટેવો, દુરાચારો, વિલાસો, ઉધ્ધતાઇનું ભુતાવળ પલ્લામાં ઓપડે છે. જેથી વ્યવહારમા આ લોકો સુધરેલા હશો કે જડ જેવા કહેવાય છે. અને ધાર્મિક જનતામા તો નાસ્તિકો ગણાય છે. વગર ફીની કોલેજ જેવા ઋષિયોનો સંગ જો રાખ્યો હોત, અને તેઓની શિક્ષાઅમીનુ પાન કર્યું હોત તો આ વર્ગ ઉચ્ચ કક્ષાનુ સન્માન મેળવી શકતે ! ઋષિયો એજ જ્ઞાનખાણ છે.

—: પ્રત્યક્ષ માનો :—

આત્મા છે, નિત્ય છે, આત્માનુભવ કહે છે કે, દેહથી ભિન્ન કોઇ અદ્રશ્ય મહાશકિત દેહની સાથે સંમિશ્રિત છે. જો એ ન હોય તો જડમાં આવી શકિતઓ હોવાની સંભાવના નથીજ! જડ એટલે જડગુણી, ચેતનગુણ તેનો નથી જડાવયવોમાં કોઇએ ચેતના જોઇજ નથી ! તલોના એકાશમાં તેલ છે, તોજ સમુદાયથી તે કાઢી શકાય છે. ફૂલની એક પાંખડીમા સુવાસ છે તોજ

આખાય ફુલમા મેળવી શકાય છે. અવયવમા જ ગુણ ન હોય તે અવયવીથી નથી જડતો.

આત્માના એક પ્રદેશમાં જે છે તે અસંખ્યપ્રદેશમાં છે. સ્વાનુભવથી આત્માનો સાક્ષાત્કાર છે જ ! હું કરૂં છું ! મે કર્યું ! હું કરીશ ! આ ઉદ્બોધન અનંત-સામર્થ્યનિધિનું જ છે. આત્મા વગરનું જડ-દેહ ચિઠ્ઠી વગરના કવર-પરબીડીયા જેવું નકામુ હોય છે. ચિઠ્ઠીથી જ પરબીડીયાની કિંમત છે. આત્માથીજ દેહ-શુશ્રૂષા છે. આત્મહીન દેહ જડ છે

## —: મૂર્ખતા :—

કોઇને પૂછીયે કે ભાઈ તમો કેટલા વર્ષના થયા ? એ કહે છે પચાસ કે સાઇઠ, ભલા આ વર્ષો તમોએ ગુમાવ્યાં અને કેમ કહો છો કે હું જૂનો થયો ? જીવનની કિંમતી પલો જીવનથી વિખુટી પડી ગયા પછી પાછી મેળવાતી નથી. સર્વસ્વના ભોગે પણ ગયો કાલ નજ પામી શકાય, આ એક કુદરત છે છતાય સમયને કેમ જવા દેવાય છે ? અર્થાત્ સમયને સાધી લ્યો ! સમયમા સારૂં કંઇક કરી છુટવું ! તો ભલે કાલ જાય પણ સુકાર્ય તો અમર રહે છે ને ! આધાર કાલ જાય પણ આધારમા કરેલ શુભાચરણો ટકી જાય છે. અણમોલ સમયને નિદ્રાની જેમ પ્રમાદમા જવા દેવો એવી અન્ય મૂર્ખતા નથીજ, કાલથી જાગે તો જીત છે અને ઉંઘે તો હાર છે.

## —: શ્રદ્ધાહીનતા :—

'ઘડીયાળ રેગ્યુલર ચાલે છે, ઘડીયાળ પાન ઉભેલાને પૂછીયે છીએ કે કેટલા વાગ્યા ? ઘડીયાળ જોનારો એમ કહે કે, દશ

અગ્યાર વાગ્યા છે તો તે મૂર્ખાઈમા ગણાય કે દીમાગનો સ્ક્રુ
ખસી ગયો છે એમ કહેવાય છે

શાસ્ત્રાવલોકન રોજ કરતો હોય, આત્મજ્ઞાનની ચર્ચાઓમા
રસ લેતો હોય એવી વ્યક્તિને કોઈ પૂછે કે, કેમ આત્મા છે?
કર્મ છે? ગતભવ હતો? આગામી ભવ આવશે? એ કહે કે,
સંભવ તો છે કે, આત્મા હશે, કર્મ પણ હશે, જન્મો પણ છે,
મૃત્યુ પણ છે હોય કે ન હોય એ ચોકકસ તો કેમ કહેવાય?
આ વ્યક્તિને પણ ચક્રમ જ કહેવો જોઈએ ને! ચશ્મા આંખે
છે અને દેખાતુ નથી એમ કહેનારો આંધળો જ કહેવાયને!
આંધળો ચશ્મા પહેરે તે નકામા છે તેમ શ્રદ્ધાહીનને શાસ્ત્રો
પણ શા કામના?

## — મોહરૂપ નાપો —

સમ્યક્ત્વી જીવો અસારાનાસનિવાસી હોય છે પણ
આસક્તિથી ભિન્ન પામેલા હોય છે પાપભીરૂઓ હોય છે ભવ-
ભીરૂઓ હોય છે ભવાભિનંદીપણુ તેઓના સ્વભાવમા હોતુ નથી

મોહરાજ માછીમાર જેવો સૌને માયા જાળની પ્રપંચલીલામા
ફસાવવા પ્રયત્ન કરે છે સવિરતિ, અવિરતિ, સમ્યક્ત્વી, મિથ્યાત્વી
સૌને ફસાવવા મથે છે વિરતિધરો સમ્યક્ત્વીઓ સિંહ અને
હાથી જેવા દૃઢકાય મહાવીર હોય છે જેથી તેને પકડવા મોહનેય
મહા મહેનત ઉઠાવવી પડે છે અને મિથ્યાત્વીઓ આસક્તિના
અંધાપાનાગીઓ માછલા જેવા હોય છે નોતરાથી જેમ બ્રાહ્મણો
મોદક ભક્ષણ કરવા ભેગા થઈ જાય છે તેવીજ રીતે આપોઆપ-
ટપોટપ માછલાઓ જાળમા નાછૂથી ફસી જાય છે અને પ્રાણ

ગુમાવે છે ધર્માંજનોએ સિંહ જેવા રહવુ પડે છે તેથી જ મોહવિવાસથી મચી જાય છે

## —: પુણ્યપાથેય :—

જ જાણી છતાં, ભાવીકાનને ભૂલીને, વર્તમાનના વિલાસોનો કીડો બની જાય છે વિલાસકીડો જીવડો બીચારો આવતી કાલના કાલપ ઞાને વીસરીને મનમાન્યા ભોગો ભોગવે છે મન-માની મોજે ઉડાવે છે. પણ આવતી કાલની સગવડ રાખીને જ મુસાફરી કરવી એ ચતુર મુસાફરનુ કર્તવ્ય છે

ભાવિના સારૂ પુણ્યપાથેય પ્રબલ કરો ! જેથી ભાવિની મુસાફરી સુખરૂપ નીવડે ! વનવગડાના પખીઓ પણ વર્ષાઋતુ આવતા પહેલાં માળાઓ બાંધી લે છે જે વાદરાઓ પણ કઇ કરતા નથી તે વર્ષાદમાં કંપે છે અને કેટનાય મરી જાય છે હે માનવી ! તું પખીથીય શું કમઅક્કલ છે ?

## —: સુખાભાસ :—

આધિભૌતિક સ્થૂલ જડસુખોની ખાતર, જડસુખોના પ્રલોભનોથી જીવા મા, મહામૂલા સ્વગુણોને ખોઇ નાખે છે આ જીવન દુ ખદવથી બળીને ખાખ થઈ જાય છે પ્રશાન્તવૃત્તિ, પરમાર્થબુદ્ધિ, ધાર્મિક અવિચલ શ્રદ્ધા, અખૂટ અને અખડ આત્મિકાનદની મીઠી મોજ, વિષયાભિનાષી ખોઇ બેસે છે

એક વિષયની તુચ્છ આશા વિનય, વિવેક, સ્નેહ, ધર્મ, કુલાચાર, કુલ, યશ સૌને ભૂલી જાર છે બીચારો મૂર્ખ વાનર મુઠી ચણાના લોભથી જીદગી સુધી મદારીની કારમી કેદનો કેદી બનીને ગુલામી સ્વીકારે છે તુચ્છ અને અસ્થિર સુખ લાલસાથી જીવ, જીવનને વિષયગુલામ બનાવીને પીડિત થાય છે

## —: અનુમાન :—

અમો તો દેખતાનેજ માનીયે છીએ, એવુ કહેનારો વર્ગ વિશ્વપર છે પણ તેઓને પૂછીયે કે, આમો દેખો છો અને બીજા— ગોટલો કેમ દેખતા નથી? આંબો જોવાથી ગોટલો વાવેલો હશે એવુ અનુમાન કરાય છે ને!

માનવ જીવન એ શુભાશુભ કર્મો ભોગવાય છે. એ સાબીતી છે કે, ગયો જન્મ હતો આમાથી બીજાનુમાન અટલ થાય છે તેમ જીવનથી ગયા જીવનની સિધ્ધિ થાય છે વર્તમાન જીવનથી આગામી જીવનની અટકળ થાય છે આમાથી ફેરી અને ફરીથી ગોટલો થવાનો જ છે આંબાનુ બીજ ન ખવાતાય માનવુ જ પડે છે તેમ જન્મ, મરણ, ગતભવ, આ ભવ, આગામીભવ માનવો જ પડે છે નથી માનતા તેઓ શ્રમજ્ઞવથી બમીષ્ટો છે એમ માનવુ પડશ

## —: અંતર્નાદ :—

આત્મા છે, આત્મામા આત્માની ઊર્મિ જાગતા થનથનાટ થાય છે એ થનથનાટ આત્માને જાગૃત કરી દે ? આત્મા કઈ ઉંઘતો નથી કે જગાડવો પડે! એ તો સદૈવ જાગૃત છે સદૈવ સચેતા છે સદૈવ જ્ઞાનોજ્જ્વલ છે

પણ ઢાંકેના દીપકની જેમ એની જ્યોતિ અગમ્ય અકલ્પ્ય અદૃશ્ય થઇ જાય છે તેને આવિર્ભાવમા લાવવાની છે નવુ કશુય આનુ નથી જૂનુ કશુય નાશ થતુ નથી આત્મભાવ કહો આ મનાદ કહો, આત્મ જાગૃતિ કહો એ, એકાર્થવાચી પર્યાયો છે આ માને ઓળખીને, જાણીને, પરખીને । ઉત્ક્રાન્તિમય વિમાસ કે પ્રગતિ આનદ, સાધીને જ

રહે છે. ઓઘદૃષ્ટિ શરૂઆતમા જીવને માર્ગે ચઢાવે છે. પણ આગળ જતા તે પણ લુપ્ત થઇ જાય છે. અંતર્ધાન થયેલ શક્તિઓ જાગતા યોગદૃષ્ટિથી જ આત્મા, આત્મ-મગ્નના સ્વસ્વરૂપ નિરીક્ષણ કરે છે. આત્મઋધ્ધિ આત્મામા જ છે. અને તે આત્માથી જ મળશે જડથી નહિં.

## —: બહિર્દૃષ્ટિ :—

અંતર્દૃષ્ટિ અને બહિર્દૃષ્ટિ એ બે પ્રકારની દૃષ્ટિવાળા જીવો વિશ્વવર્તી છે બહિર્દૃષ્ટિ એ અંતર્દૃષ્ટિને ઢાકનારી છે. જેટલી બહિર્દૃષ્ટિ તજાય તેટલી અંતર્દૃષ્ટિ જાગતી થાય છે જડવસ્તુની પ્રાપ્તિ તેનાથી હર્ષ-આનંદ-પ્રસન્નતા એ બહિર્દૃષ્ટિનું કાર્ય છે.

અંતર્દૃષ્ટિવંત જીવ તો બહારના આપત્તિમય સયોગો કે સંપત્તિમય સયોગો ઉભયને સમાન ગણે છે. નથી હોતો હર્ષ કે નથી હોતો ખેદ! આત્મિક રસ અને લાભ બેમાજ એ મસ્ત રહે છે. બહારના પદાર્થો પ્રતિ આખનુ નિમીલન પ્રશસ્ય છે. અને અતરના જ્ઞાન પ્રતિ નેત્રનુ ઉન્મીલન એ અત્યંત પ્રશસનીય છે. હા, તેમા અસખ્ય પ્રકારોની તરતમતાઓ ઉછળે છે. કોઇ જીવ કોઇ ભાવપરિણતિ સ્થાનને સ્પર્શે છે અને કોઇ જીવ અન્ય કોઇને સ્પર્શે છે. સર્વજીવોની સમાન સ્થિતિ સિધ્ધિપદમા છે.

## —: વિશુદ્ધિ :—

હૃદયસ્થિરતા એ આત્મવિશુધ્ધિનું પ્રકૃષ્ટ પગથીયું છે હૃદય શુધ્ધિ એટલે આત્મશુધ્ધિ! આત્મા અને હૃદય ભિન્ન શબ્દોથી ગણાય છે પણ હૃદયના વિચારોનો સંચાર તો આત્માથી જ થાય

છે. આત્મા ન હોય તો હૃદય કોનું ? હૃદય-સ્થિરતા એટલે હૃદયમા આત્મા સીવાય અન્ય· પરભાવ વિચારણા સ્પર્શવી જ ન જોઈએ ! દર્પણ નિર્મલ હોય તો મુખનુ સ્પષ્ટરૂપ નજરથી દેખાય છે. હૃદયદર્પણ મલીન વિચારોના રજથી સચપચ હોય તો તેમા આત્મા નિર્મલ હોવા છતાય વિભાવભાવી વિકૃત દેખાય છે. હૃદય-શુધ્ધિ કરવાનુ પુષ્ટતમ અવલંબન જો કોઈ હોય તો ભકિત-રસામૃતનુ સિચન છે ભકિતમા અર્પણતા, ભકિતનુ એકતાન-વર્તન એકતાર સાધે છે. એકતા એજ પરમાત્માનુ અનુસંધાન છે, દર્શન છે.

## —: દેહાધ્યાસ :—

આત્માને હુ દેહ છુ, પણ દેહી નથી. એવુ ઉલટુ જ્ઞાન દેહાધ્યાસ, દેહતાદાત્મ્યાનુભવથી મકકમ બને છે. દેહ એ આત્મા સાથે અનાદિથી છે. અનાદિથી આત્માને ભ્રાન્ત કરી રહ્યુ છે. સ્વનુ નથી પણ સ્વનું મનાવી આત્મા દ્વારા સેવાનો, મમત્વનો બાજ ઉપાવે છે.

બોલવું, ચાલવું, ખાવુ, પીવું, સૂવું, ભોગાસકત બનવું, ક્રીડા-વિલાસમા અંધ બનવું, ભોગપ્રાપ્તિના યત્નો કરવા, કરાવવા, પ્રેરાવવુ, સુખી થવુ, દુઃખી થવુ, ઇષ્ટમા અને અનિષ્ટમા ખેદ, વિષાદ, પ્રમોદ-આનંદનું અનુભવવુ, દેહસાહચર્યમાં હસવું, દેહ-પરિયાગમા રડવું, આ નાટક દેહાધ્યાસ કરાવે છે. દેહાધ્યાસ ભૂલવો અને આત્માધ્યાસ જગવવો એજ માનવજન્મનું મુખ્ય કર્તવ્ય છે કર્તવ્યરત સ્વત. છે. દેહથી વિદેહી બનીને અનંત સ્થિર અને શાશ્વત સુખને મેળવી મહોદયી, સદોદયી, સુખમગ્ન બને છે

## —: અવલમ્બન :—

ગ્રંથોનું નિર્માણ કરનારા નિર્માતાઓ અનેક તત્ત્વચર્ચાભર્યા રસભરી શૈલીથી ગ્રંથો ગુંથી દે છે. ગ્રંથો વિશ્વના સાગરમા તરતા રહે છે. ડૂબતાને જેમ અપાર સાગરમાં સ્ટીમર પાર પહોંચાડી રક્ષણ કરે છે. તેવીજ રીતે આ ગ્રંથોનું જીવો અવલંબન લેઇને સંસાર પાર પહોંચી જાય છે.

## —: અક્ષરાત્મા :—

આત્મા પોતે સાક્ષર છે. સાક્ષર -એટલે અક્ષર-જ્ઞાનવંતો હોવા છતાં અક્ષરસ્વરૂપી છે. એટલે પાંદડું જેમ પવનથી ઉડી ખરી પડે છે. તેમ આ કદીય ખરી પડતો નથી. સ્થિર છે. મૂલ સ્વરૂપાવલંબી જ છે. બહારના સઘળાય સંયોગો આત્માને મલે છે, પણ કોઇનું સ્વરૂપ તેનામાં ઉતરતું નથી. સ્વરૂપને બદલતો નથી. સ્ફટિક રત્નને અન્ય રંગનો છાયો પડતાં અન્ય રંગમા પલ્ટાઇ જાય છે. પણ એ ઉપરંગો નશ્વર હોય છે. મૂલ શ્વેત-સ્ફટિક, શ્વેત-ઉજ્જવલ જ રહે છે, જેટલી પલ અન્ય રંગનો છાયો તેના પર રહે છે. તેટલો સમય તદ્રૂપ ભાસે છે. એ આભાસ છે. આભાસ ક્ષણિક હોય છે આત્મા અક્ષર છે. નિત્ય છે. શાશ્વતધામનો ધણી છે.

## —: સિંહશિશુ :—

આત્મા અનંત-સામર્થ્યનો નિધિ છે. પણ મોહમમતાના કેફથી સ્વરૂપ ભૂલીને બીચારો દીન બની ગયો છે. સિંહશિશુ કોઇ સમયે નિર્માલ્ય બનીને બેટના ટોળામાં ભળી જાય છે. સ્વને કમજોર

બેક જેવું માને છે. પણ જ્યારે સ્વરૂપ સુજે છે, સ્વસવેદન થાય છે, ભ્રાન્ત ભાર ક્ષય થાય છે ત્યારે મિથ્યા પ્રલાપ બંધ કરીને સ્વનું સામર્થ્ય પ્રગટાવે છે

ચૈતન્યસામર્થ્યનું પરિજ્ઞાન થાય તો આ સત્ય દષ્ટિ ખુલી જાય છે લુખ્ખા અને દુ ખમયક ભોગોનો રાગ ખોટા ગુતોની જેમ તુટી જાય છે અને ત્યાગનો તરણિ ઉગે છે સિંહશિશુ આત્મા આત્મામા જ રમે છે પછી એ દીન હીન નથી રહેતો! ઓજસ્વી અને ઝગહળતી જ્યોતિર્મય મનીને દેહાતીતના સુખોનું આસ્વાદન કરે છે સ્વને જાણીને તેમા લીન બનો! અને લીનતા એવી આદર્શ અને સ્થિર હોય છે કે, અન્યની લીનતા રૂચે જ નહી

## —: અનુભવ આરસી :—

એક વ્યાપારીને વ્યાપાર કરતા તેનુ કૌશલ્ય, તેનો ઉડો અનુભવ જન્મે છે પછી એના મનમા એવા પ્રકારનો એક નિશ્ચય થાય છે કે, હ કોઇપણ સ્થળે, કોઇપણ સુતસદ્દી વ્યાપારીથી ઠગાઉં જ નહી! છેતરાઉં જ નહી! એવો સાવધ અને સચેત–સજાગ રહે છે

આત્માનય પણ સસાર વ્યાપાર કરતા એટલો અનુભવ થઇ જાય છે કે, પ્રત્યેક વ્યાપારમાં મહજ વરે છે, કોઇપણ પાપ શીખવા શિક્ષણ લેવુ પડતું નથી તેરીજ રીતે જીવના હાથમા જો ધર્માનુભવની આરસી કાયમ રહે તો સુસસ્કારો, ધર્માનુષ્ઠાનો, ધર્મપ્રવૃત્તિઓ કે પ્રગતિઓ સાધવા જરાય શ્રમ લેવો પડતો નથી સ્વભ આદજિક રીતે આત્મા એમા યોજાતો જ જાય કે પૂર્વ

સંસ્કારો આગામી ભવમાં પૂરી મદદ આપે છે પૂરો અનુભવ થતા અખંડરસ સિદ્ધ થાય છે

## — બિંદુમાં સિંધુ —

સાગરમાં તો અસંખ્ય બિંદુઓ સમાઈ જાય છે સાગરનું પેટ મોટું છે પણ બિંદુમાં સાગર સમાવવો એ ચકિત કરનારૂ છે અશક્ય કામ છે પણ તે ધર્મ મહામંત્ર–વેદી ધર્માત્મા એ કરી બતાવે છે

જેમ નવકાર–મંત્રમાં ચૌદે પૂર્વોનું, અખિલ શાસનાગમાનું ગહરાં છુપાયેલું છે યોજેલું છે માત્ર નવકારમંત્રને જાણનારો દ્રવ્યાનુયોગની વિશદ દૃષ્ટિથી વિવેચના કરે તો અખિલ તત્વજ્ઞાનને વિવેચી શકે છે જાણી શકે છે બિંદુમાં સાગર સમાવવાનું કાર્ય પૂર્વધરો કરી ગયા છે એના એક પ્રત્યક્ષ નમૂનારૂપે નવકારમંત્ર વિજયવંતો વર્તે છે

## — સ્વરૂપ સંવેદન —

જેના પેટમાં દર્દ હોય તે પોતે દવા ખાય તો તેનો ફાયદો એને થાય છે પણ દર્દ બીજાને હોય અને દવા ત્રીજાને આપતા દર્દી કદીયે સારો થતો નથી! એના રોગની એને જ દવા ખાવી પડે છે

આમાં જે દેહમાં છે એ ચેતન જ સુખ અને દુઃખ પડે તે તે દેહીને જ અનુભવ કરવા પડે છે દેહ તો જડ છે જડને સુખ દુઃખાનુભવ ક્યાંથી હોય? પુસ્તકનું જ્ઞાન થયું પણ સ્વમાં પચાવ્યું નહીં તો સ્વસંવેદન ન થાય!

દ્રીને લક્ષવસુનો લાભ થતા આગામી ધનોપાર્જનનો માર્ગ સરલ બની જાય છે

તેવીજ રીતે અનાદિથી રખડતો, ભમતો, ભવભ્રમણોના વિષમચક્રોની હાડમારીથી પીડિત દુ ખિત થતો આત્મા એક ઉચ્ચ કક્ષાની ઉન્નતિ સાધવા પ્રેરાય છે પાત્રતા જ અધિકારી બનાવે છે પાત્રતા ન હોય તો ઉગ્ર, સ્વક્રાન્તિ સાધનો હોવા છતાય સાધી શકતો નથી જ ! દિવ્યક્રાન્તિ સમ્યગ્દર્શનના સ્પર્શન પછી આત્મા સાધે છે આ ક્રાન્તિ એવી રોચિષ્ણુ અને દીપ્તિમ ન હોય છે કે, અનાયાસે સુભાવાનુભવો પ્રવાહની જેમ અસ્ખ્યા વહ્યાજ કરે છે ભાવ–દરીયો ઉછાળા મારે છ

## — મનનો થાક —

પથિક, રાત દિવસ ચાલે છે ભૂખ્યા તરસ્યો હાવા છતા ચાલવુ જ ને ધ્યેય ધામે પૂગવુ આજ એનુ મનોવાછિત હોય છે વચમા વિપુલ વૃક્ષોની ઘટા આવે છે શીતલજલથી છલોછલ સરોવર આવે છે ફલોના લચી પડેલા ઝુમખા પણ આવે છે પણ એ મુસાફીર થોડો થાક ખાય છે થોડુ ફલાહારાદિ કરે છે જલપાન કરે છે પણ ચાલવાની ધૂન મગજમાથી ખસતી નથી કારણ કે મક્કમ પગલે નિશ્ચિત ધ્યેયને એ વળગી રહેલ છ

સ સાર સુખના સાધના મેગનના મનસુમાકાર મનસુના બાધે છે અને દોડે છે અને અસહ્ય વ્યથાઓ વેઠે કે જ્યારે મનનો પૂરો થાક ઉતારવાનુ સાધન મૌન, ધ્યાન સ્વાધ્યાય આત્મ–નિરીક્ષણ તત્ત્વ–મીમાસા છે વિશ્વને ભૂલીને, વિગટ આત્માની સપાટી પર દૃષ્ટિપાત કરવો મનનો થાક ઉતરી જ જાય છે અને

મન એવું પ્રફુલ્લિત, ફોરૂ થઈ જાય છે, અને અભિનવ જ્યોતિનાં દર્શન થાય છે

## —: પરમાર્થમાર્ગ :—

સ્વાર્થ અને પરમાર્થ આ બે જોડી છે. સ્વાર્થ વગરનો પરમાર્થ ન હોય, અને પરમાર્થ વગરનો સ્વાર્થ ન હોય ! શ્વાસ વગર જીવન ન હોય અને જીવન વગર શ્વાસ ન હોય ! અવિનાભાવ વ્યાપ્તિ છે બીજાનું ભલું કરવા જતા સ્વનું તેમા થઈજ જાય છે અને સ્વનું, આત્માનું કલ્યાણ સાધના પર–રક્ષણ, પરનું ભલું એમા સમાઈ જ જાય છે

આના પરમાર્થ માર્ગ, પરમતત્ત્વનો પરમાર્થ–દર્શી પરમાત્માઓએ મોક્ષ માર્ગ જ બતાવ્યો કે ભક્તિનો માર્ગ એટલે વિશુધ્ધ ચારિત્રનુ પાલન, વિશુધ્ધ ચારિત્રના પાલનથી પરમાર્થ કે સ્વાર્થ પર નથી રહી શકતા ! પારદૃશ્વાએ પરમાર્થમાર્ગજ આચરવા જેવો ઉચિત કહ્યો છે. અન્ય માર્ગો કાંટાળા–કુપથો છે તેથી સદૈવ વર્જ્ય–ત્યાજ્ય–ગર્હ્ય છે.

## —: અંતરનો અવાજ :—

માનવોનો અંતરનો અવાજ, વિચાર પ્રમાણે ઉપજે છે. સારા વિચાર–આચારવાળા પુણ્યશાલિઓને અંતરનો અવાજ શુભાચરણો પ્રતિ પ્રેરવાવાળો થાય છે અને અશુભ વિચાર–વર્તનવાળાઓને દુષ્ટ અવાજ આપે છે. કેટલાક અજ્ઞો કહે છે કે, અંતરના અવાજ મુજબ કાર્યો કરવા ! ભલા, ચોરને ચોરીનો, કામીને કામનો, દુરાચારીને દુરાચારનો, પ્રપંચીને પ્રપંચ કરવાનો

અવાજ આવે છે. અંતરના અવાજ પ્રમાણે કાર્યો કરવા જતાં સત્યાનાશ જ વળી જાયને !

અંતરનો અવાજ સારા કાર્યો કરાવવા પ્રેરણા કરતો હોય તો તદનુસાર કાર્યો કરવા કરાવવાં ! પણ બદ અને મલીન કાર્યો પ્રતિ અંતર અવાજ એટલે ચિત્ત પ્રેરણા કરતું હોય ત્યાં અટકી જવું ! તે કાર્યો નજ કરવાં ! પુણ્યશ્લોક મહાપુરૂષોનો અંતર અવાજ જ અનુસરણ કરવા યોગ્ય કહેવાય છે. તેઓ ચીંધે તે માર્ગ પર ચાલો !

## —: રોગીનીમાંગ :—

દર્દી દર્દથી પીડાતો હોય અને દવા પીવાનો વિરોધ કરે, કુપથ્ય સેવવા ઇચ્છા રાખે તો તે દર્દી સ્વનો ક્રૂર-ઘાત જ નોતરે છે. આવા દર્દી પર સ્વજનોને તકેદારી-ભાળ રાખવી પડે છે. જો સ્વજનો ઉપેક્ષા સેવે તો દવાનો દ્રવ્ય-વ્યય નિષ્ફલ જાય છે અને દર્દી રોગાકુલ બનીને મૃત્યુને શરણ જ થાય છે.

સંસારી જીવો વિલાસાશ્ર અને વિષયરત હોય છે. જેથી વિષયના પૌષ્ટિક પદાર્થોને જ માગે છે. ધર્મઔષધિ સ્વીકારતા જ નથી સ્વીકારે તોય તેની પરેજી, વજર્ય આચરણો આચરતા નથી. અને દુઃખિત થઇ જાય છે. ગુરૂદેવોને એના પર ચીવટ રાખવી પડે છે. છુટા મૂકે તો હરાયા ઢોર જેવા પાપાનલથી ભસ્મસાત્ જ બની જાય છે.

## —: બકવાદ :—

અધ્યાત્મી તરીકેનો ડોળ કરનારાઓની તાત્વિકવાતો, તત્ત્વચર્ચાઓ આત્મા અને મુકિતની મીમાંસાઓ એવી આકર્ષક હોય

છે કે, શ્રોતાગણ ઘડીભર ચકિત બની જાય છે. પણ શુષ્ક અને ક્રિયાવિહીન તે અધ્યાત્મીની જીવન પ્રવૃત્તિઓ દેખાય છે; ત્યારે તેના પર લાખ્ખો ધીટકાર છુટે છે.

જે જ્ઞાન આત્માને સ્પર્શ્યું નથી! જે જ્ઞાન માત્ર કથોપયોગી જ થઇ રહ્યુ છે જે જ્ઞાનથી પ્રલોભનો કે રંજનો જ થઈ રહ્યાં છે. એ જ્ઞાન તે વ્યક્તિને તો માત્ર મસાલચીની જેમ અન્યને પ્રકાશ આપે પણ પોતે તો અધારામાં જ રહે છે. જ્ઞાનનું ફલ વર્તન છે. વર્તન શ્રેષ્ઠ ન હોય અને કેવળ શ્રુતની જ વાતો એ તો આત્માને વંચના જ કરાવે છે. લોકોને ઠગતા એ બકવાદ પોતાને જ ઠગી જાય છે. પોતે જ કોરો રહે છે, કાલનો કોળીયો થઇને દુર્ગતિમા જાય છે.

—: પગથાર :—

ધર્મ મહેલનું પગથીયું, મુક્તિ નગરનો માર્ગ, આત્મજ્ઞાનની નીસરણી એ કોઇ હોય તો માત્ર આત્મશ્રધ્ધા જ છે. વિશ્વાસ એજ ધર્મામૃતનું ઝરણું હૃદય સરોવરમાં અખંડ વહાવે છે. શ્રધ્ધા ઝરણું વહેતું બંધ થાય તો હૃદયસરોવરમાં ધર્મભાવજલ સુકાઇ જ જાય છે.

આત્મશ્રધ્ધા જ ધર્મનું મૂલ છે. ધર્મસામ્રાજ્ય પ્રચંડ છે. અખંડ છે. પણ એ સામ્રાજ્યનું આધિપત્ય શ્રધ્ધા–પરિબલને જ અવલંબે છે. શ્રધ્ધા–પરિબલ જેટલું ઓછું એટલો ધર્મરસ અલ્પ જ રહેવાનો! વિશ્વમાં ધર્મ છે. પણ પાત્રતા ન હોવાથી શ્રધ્ધાનો દીવો બુઝાયલો હોવાથી તે દેખાતો નથી, દેખાય નોય

લેવાતો નથી મૃત્યુથી બચવાનો અમોઘ ઉપાય ધર્મની, આત્માની શ્રધ્ધા જ છે. એ નક્કર અને નગ્ન સત્ય હૈયામા કોતરી રાખો!

## —: પ્રગતિનાંપગલાં —

આત્માને પ્રગતિના ઉર્ધ્વ શિખરે પહોચાડવો હોય તો સૌથી પહેલા પરપરિણતિને છેદવી પડશે! પરસત્તાને દેશવટો આપવો પડશે! પરપ્રીતિ મૂલથી જ નસાડવી પડશે! આધિભૌતિક અને આધિદૈવીક પ્રત્યેક સુખો અને દુખોને સમભાવના એરણ પર ઘસવા પડશે!

સાચી પ્રગતિ તો આત્મોન્નતિમા જ સમાયેલી છે સાગરના પેટાળમા લાખ્ખો નદીઓ ભળી જાય છે સાગરના આકારમા પલટાઈ જાય છે તેવીજ રીતે અખિલ ઉર્મિઓ, અખિલ પ્રવૃત્તિઓ, અખિલ માન્યતાઓ, આત્મિક સમભાવના સાગરમાં સમાવી દેવીજ જોઇએ. જેથી સાગરથી ભિન્ન કલ્પના જ ન જન્મે! હું, પ્રભુ, એકાકાર જ છીએ? સદાને માટે દુખોનો નાશ કરવો હોય તો સ્વભાવની જ શોધ કરો!

## —: વર્તન :—

ભૂખ્યા આદમી, અનાજ પાસે હાર, અનાજ પકાવાના સાધનો પાસે હોય પણ કાષ્ઠમા અગ્નિ છુપાયેલો છે એમ ન જાણે તો તે ભૂખ્યો જ રહેને! કાષ્ઠમા અગ્નિ છે એવું જ્ઞાન પણ હોય છતાય લાકડાને ભેગા ન કરે! ચૂલો ન બનાવે! અગ્નિ પ્રગટ કરવા, અન્ય અગ્નિથી લાકડા ન સળગાવે તો પાક કયાથી થાય?

એટલે જ્ઞાન પણ જોઇએ અને ક્રિયા પણ જોઇએ ! જ્ઞાનથી જાણે અને ક્રિયાથી આચરે તો પાકસિધ્ધિની માફક તે આત્મા પાપપરિહારી અને નિર્જરાકારી બની શકે છે પાપને પાપ જાણે પણ છોડે નહી ધર્મને આત્મ-વિકાસક સમજે પણ આદરે નહી તો શૂન્યમા જ અથડાય કહેવાય છે

—: ભક્ત :—

પ્રભુના જ્ઞાનમા ડૂબી જવુ ' પ્રભુની ભક્તિમા સર્વસ્વ સમર્પી તન્મય બનવુ એ સાચા ભક્તનુ લક્ષણ છે. હૈયામા શાન્તિ રસામૃતનો સમુદ્ર ઉછળી રહ્યો છે પણ તે ભક્તને ભક્તિના ચીલે ચાલતા જ અનુભવાય છે

અગાધ આનદામૃતનો દરીયો સ્વમા જ પરપ્રેક્ષી સ્વને ભૂલે એ સ્વાભાવિક હકીકત છે સ્વલક્ષી સ્વને ઓળખી શકે છે, સ્વાનદરસ ચાખી શકે છે સ્વત્વનુ ગૌરવ-પ્રતિષ્ઠા જાળવી શકે છે. સ્વમા સ્વનુ એકાકારપણુ એજ તદાકારભાવનુ સાચુ દર્શન છે. પ્રભુના જ્ઞાનમા, પ્રભુના નામ-સ્મરણમા, પ્રભુના રમ્ય-રટણમા આત્માને તરબોળ કરવો એજ ભક્તનુ ચિન્હ કહેવાય છે ભક્ત બનતા આસક્ત પ્રભુમા બનવુ પડે છે

—: પવિત્રવિચારો :—

પવિત્ર વિચારો એજ મનુષ્યનો સુખમાર્ગ છે પવિત્ર વિચારો વગર પડિત પણ ઉન્નતિ કે પ્રગતિ સાધી શકતો જ નથી ઇન્દ્રિય સુખો, માનસિક-કાલ્પનિક સુખો શરીરજન્ય ક્ષણ ભગુરી સુખો અને કર્મજન્ય પીડાઓ આ સઘળુય વિડબન છે જડમગ છોડયા સીવાય આત્મજ્ઞાનની સાચી પ્રાપ્તિ છે જ

નહી. જ્યા જડાસક્તિ સતાવે ત્યા પવિત્ર વિચારોથી તેને ખાળી નાખો ! કુવિચારોને કાઢવા સુવિચારોનુ ઝવેરાત વસાવવુ તો પડશે ! મન બેસી નથી રહેતુ શુ કે કુવિચારો કરવાની એને આદત છે

ભોગો, રોગની ભૂમિ છે આત્માની સાચી વિભૂતિ ભોગત્યાગ સીવાય ક્યાથી મળશે ? ભોગો ભોગવવાની લાલસા કરતા કરતા તુ જ ભોગની ભીષણ ભટ્ટીમા ભરખાઇ જવાનો છે યમ-પઓ ભોગો ભોગવવા તને એક સેકન્ડ પણ નહી થોભવા દે ! બોચુ પકડીને એકદમ તને ઉઠાવશે પવિત્ર વિચારો રાખો ! કુવિચારોને સ્થાન ન આપો ! કુવિચારો ગુલાશાહી કરશે એ પહેલા જેર કરો !

## — જીવનગાડી —

જીવન, રેલ્વેગાડી જેવું અસ્ખલિત પ્રગતિ કરે છે. સ્ટેશન આવે ત્યા જીવનગાડી ઉભી રહે છે. કામ પતે એટલે સીગ્નલ પડતા, વીશલ વાગતા, લીલો વાવટો ફરકતા સુ સુ કરતી ચાલે છે પાછુ સ્ટેશન આવે ત્યારે ઉભી રહે છે આમ કાર્યક્રમ નિયમ મુજબ ચાલ્યા જ કરે છે

જીવનગાડી પણ ચાર ગતિના જંકસન સ્ટેશનો કરતી કરતી ચાલ્યા જ કરે છે આયુષ્ય પૂરૂ થાય એ સીગ્નલ પડે એટલે આત્મા પરગતિ તરફ પ્રયાણ કરી જાય છે શ્વાસોશ્વાસ રૂપી સુસવાટે ચાલ્યા જ કરે છે સુસવાટો બધ થાય એટલે તે અટકી જાય છે આયુષ્યપાટા પરથી દેહગાડી ગબડી એટલે ડ્રાઈવર આત્મા ઉડી જાય છે, અન્ય ગાડીનુ કામકાજ ચાલુ કરી દે એ આત્માનુ મુસાફરી કાર્ય મોક્ષમા પહોચતા પૂર્ણ થાય છે

## —: સૌજન્ય :—

માનવીનું ચક્રવતી ભૂષણ-શણગાર સૌજન્ય જ છે. સૌજન્ય વગરનો માનવી એટલે આંકડા વગરની ઘડીયાળ. ભલેને ચોવીશ કલાક ચાલે તોય તેમાં સમયજ્ઞાપન નજ થાય. એવી ઘડીયાળ રાખનાર પણ મૂર્ખશિરોમણી જ કહેવાય છે. સૌજન્ય ગુણ છે. એનું માપવર્તન, ઉદારતા, સહિષ્ણુતા, અન્ય-પરમાર્થ કરવાની તત્પરતા અને કોઈનું પણ અજાણે બુરું થઈ જાય તો તેનો ડંખ રહ્યાનો નથી જ.

દુર્જનતા એ સૌજન્યની પ્રતિપક્ષી છે. દુર્જનો બીચારા અરીઠા જેવા છે. પરજનોનો મેલ અવિરત ઉભયથી ધૂવે છે અને મેલથી સૌની શુદ્ધિ કરવાનું સુધરાઈ ખાતાનું કાર્ય કરી રહ્યા છે. દૌર્જન્ય જાય તો જ સૌજન્ય વસે છે. બસ, માનવીએ કોઈપણ સમયે દુર્જનતાનું ઝેર ન પીવું પણ સૌજન્ય સુધાનું જ પાન કરવું અને કરાવવું, સૌજન્યરંગ, માનવીને પૂજ્ય બનાવે છે.

## —: જડજ્ઞાન :—

જ્ઞાન તો ચેતનને જ હોય છે. ચેતનનો જ ગુણ છે. જડમાં જ્ઞાન હોતું નથી પણ ચેતન જડ ભેગા મળે તો જડ જ્ઞાની છે એવું ભાન થઈ જાય છે. જડગાડી દોડે છે પણ ડ્રાઈવર ન હોય, સંચાઓનું હલન-ચલન ન કરે તો ગાડી દોડે જ કેમ? કદી પૂર્વ પ્રયોગથી દોડે તોય તે વ્યવસ્થિત તો નજ દોડે!

જો કે, જડનું સામર્થ્ય અમાપ છે. ચેતનનું પણ અનંત પરિબળ છે. ઝેરનો પ્યાલો પીવાથી મૃત્યુ થાય છે અને ચેતન, સામર્થ્યનો

પ્રયોગ કરે છે તો જડથી મુક્ત બનીને સીધો જ ઊર્ધ્વ–મુક્તિ ધામ પહોચી જાય છે. જડજ્ઞાન એટલે આત્મધર્મ વગરની જડાર્થે થતી ક્રિયાઓ; એ જડજ્ઞાન કહેવાય છે. માત્ર એકાંત–વાદીઓ એક એક વસ્તુને પકડે છે. મૌનથી બ્રહ્મજ્ઞાન થાય છે. તે તો એકેન્દ્રિયાદિમાં છે. ગુફામાં વસવાથી જ્ઞાન થાય છે, તો ઉંદરો દરમાં જ ભરાઇ રહે છે, અગ્નિ તાપથી થાય છે તો કુંભાર ભઠ્ઠી પાસે જ રહે છે. આ તો જડજ્ઞાન છે.

## —: વચનમાધુર્ય :—

માનવીને વાચા છે. વાચા ડાચામાંથી (મોમાંથી) સરતાં એ વાચા કઠોર હોય તો તમાચાનું (લપડાક) કામ કરે છે. અને મધુરવાણી સુધાસેતુનું કામ કરે છે. વિશ્વને વશ કરવાનો મહામંત્ર વચનમાધુર્ય છે. આપણને કોઇ કઠોર વચને તિરસ્કારે તો નથી રૂચતું તો અન્યને કઠોર વચન કેમ કહેવા? રિપુગણ પણ વચનમીઠાશથી ગુલામ થઇ જાય છે. મીઠી ભાષા બોલનારને જ્યાં જાય ત્યાં સ્વજનો જ છે, અને કઠોર વાણી વદનારને સ્વજનો પાસે હોવા છતાંય રિપુગણો છે. એવું અનુભવાય છે.

સત્ય, હિતકર, પ્રિય અને ઉપકારક વચનોનો પ્રવાહ સજ્જનોના મુખમાંથી ઉભરાયા જ કરે છે. સજ્જનો–સંતો કોઇનેય અનિષ્ટકર વચન નથી કહેતા! કહે તો તેમાંય મધુરતા ઠસોઠસ ભરેલી છલકતી હોય છે. શિક્ષણ પણ મીઠી ભાષાશૈલીથી ક્યાં નથી અપાતું? ગુસ્સાથી આવેશથી કોઇનેય સુધારી શકાતો નથી પણ કામ કાઢી લેવાય છે., એ અલ્પ–જીવીજ સુધારો હોય છે.

## —: પંડિતાઈ :—

જ્ઞાન ભણ્યા પછી પંડિત કહેવાય છે પંડિતાઈ આવી પણ વિવેક, વૈરાગ્ય, ક્રિયાનુષ્ઠાનમય આચરણ ન આવ્યું તો તે જ્ઞાન માત્ર શોભારૂપ છે ગીધપક્ષી બળવાન હોવાથી આકાશમાં ઉંચે ઉંચે ઉડે છે. પણ અંતમાં તો ઉકરડા પરજ આવીને બેસે છે તેથી એનું ઉડવાનું જ્ઞાન પણ શુભફલપ્રાપ્તિ માટે થતું નથી

પંડિતાઈથી ખૂબ ચર્ચાઓ કરે ! શાસ્ત્રાર્થોમાં વિજયપતાકા વરે ! રાજ્યસન્માન મલે ! લોકપૂજા પણ સાધે ! તેથી પંડિતનું કર્મ જ ભલું નથી થતું ! પંડિત થઈને વિરક્તિનો રસાસ્વાદ નથી લુંટતો ! કરુણા કે ક્ષમાની ચમકતી ઝળક તેનામાં ન દીસતી હોય તો તે પંડિતાઈ પણ ભવભ્રમણપદ કે કલંક જ છે ને !

## —: શાન્તરસ :—

ચીંગેલો શાન્તરસ જેઓના હૈયા હદના છલોછલ ભરેલો હોય છે. તેઓને કરડા સંયોગોમાંય ક્રોધ-રાક્ષસ ડગાવી શકતો નથી. ક્રોધશેતાન તેનામાં પ્રવેશી શકતો નથી. વાણીના સરોવરમાં અગ્નિ પ્રવેશ કરે તોય તેને જ ઠરી જવું પડે છે આવા પ્રશાન્ત હૃદયી મહાપુરૂષોથી ક્રોધ સ્થાન ન મલવાથી ક્રોધથીજ ચાલ્યો જાય છે

ક્રોધીનું હૃદય નિર્દય રહે છે ક્રૂરતા તેનો સખા જેવો બની જાય છે દુર્ગુણો સુખથી આશ્રય કરે છે સુગુણો દૂરને દૂર ભાગી જાય છે ! હૃદય પર કાટ ચડી જાય છે ક્રોધીને કોઇ બોલાવતું

નરી ક્રોધ સાથેનો સહવાસ માન દુઃખરૂપ થાય છે આગનો સ્પર્શ કરવો અને ક્રોધની સાથે સહવાસ કરવો સરખો છે પ્રચંડક્રોધ દાવાનલ જેવો બાળીને બાળીને ખાખ કરે છે પ્રશાન્તરસનો સમુદ્ર, માનવીને તારે છે

## — ગુણદ્વેષ —

ગુણાનુરાગ એ માનવીન ગુણી બનવાનું મહત્વ શિક્ષણાનય છે ભલે શત્રુનો હોય પણ ગુણ જોઈને-જાણીને પ્રમોદ થાય અનુમોદન થાય તો તે ગુણી બનવાની એક પ્રવૃત્તિ છે

ગુણાનુરાગ એ ધર્મીજનની એક આકર્ષક નિશાની છે અધર્મી ગુણદ્વેષી હોય છે હૃદય દ્વેષીનું હોય તે વ્યક્તિને કોઈનો ગુણ ગ્રહણ કરવો તો દૂર રહી પણ ગુણ જાણવો કઠીન છે ગુણ જાણે જ નહીં એ આ ધનો ગુણ ગ્રહણ તો ક્યાંથી કરી શકે! ગુણદ્વેષી દુનીયાના જીવોને નિર્ગુણીજનના જ દેખે છે ગુણાનુરાગ ધર્મીપણું છે ગુણદ્વેષ એ અધર્મીનું લક્ષણ છે જિન-માર્ગ ગુણાનુરાગીને જ મળે છે ગુણદ્વેષી કદાચ જિનમાર્ગને બહારથી પામ્યો હોય પણ અંતરથી વંચિત હોય છે

## — નિશાચરો —

જીવો ભૂતથી પિશાચથી ડરે છે ભૂત વગર ભાગ તે જીવને આકુળવ્યાકુલ બનાવે છે અને ભનભલો કરીને સ્વયથી ભ્રમ અને પરપ્રેમી જન્માવે છે

વિશ્વમાં જીવને ત્રણ રાક્ષસો નિરંતર પ્રતિદિન પ્રતિપળ પીડી રહ્યા છે જેને કોઈ છોડતું નથી પ્રેમથી જેનો બેગ કરાય

છે તે કીર્તિ કમિની અને કંચન. કીર્તિની ખાતર આત્મા માનવી લાખ્ખો રૂપૈયા ઉડાવે છે. કામિનીની પાછળ ધૂમ ખર્ચ કરીને કામિનીને પ્રસન્ન રાખવાના કોડ સેવે છે. કંચન માટે તો પ્રાણઘાતક પ્રવૃત્તિઓ હોંશે હોંશે આચરે છે. આ ત્રણેય નાગાનિગાચરોથી જગ આખુય પીડિત છે. એ ત્રણેયના પરિત્યાગી નિર્મોહી-સંતો જ સદા સુખી અને આનંદી, આત્મધ્યાની અને રામભાવાસક્તો રહે છે, આ ત્રણેય ભૂતો ત્રણેય કાળ વિશ્વને દમે છે, હેરાન પરેશાન કરે છે. પેલા નિશાચરો અદૃશ્ય રહે છે આ તો પ્રત્યક્ષ નજર સામે હોય છે. લોકો તેને વળગે છે અને પીડાય છે. મૂર્ખાઇની ક્યા સીમા છે!

## —: દેહદમન :—

આત્મા નિર્મળ છે, નિત્ય સ્વભાવી છે, સ્થિર છે. આત્માનંદ અચલ છે, પ્રચંડ છે અખંડ છે. આત્મા સમજીને ભોગોનો પરિત્યાગી બને અને તપની પ્રીતિ જન્માવે ત્યારે જ શુધ્ધ કુંદન જેવું સ્વરૂપ જન્મે છે. સંતોષ, સત્સંગ, સુવિચાર, સુશમ, શાસ્ત્રાવગાહન આ સઘળુંય આત્મસ્વરૂપ પેદા કરવાનુ દ્વાર છે. તૃષ્ણાતરૂણીના તરલરંગોથી જે રગદોળાયો તો પછી આત્મા સંસાર પરંપરા વધારી મૂકે છે. ભોગજન્ય સુખો ક્ષણિક છે. ક્ષણિક સુખમાં સંલીનાત્મા આત્માનું અહિત કરે છે. ક્ષણિક સુખો સત્ય સુખાનંદ નથી આપતા પણ દુખમિશ્રિત તે ભોગો પરિણામે ભયંકર દારૂણ દુખો જ ભોગવાવે છે મોતી પીસાયા પછી સુરમો બને છે પુષ્પો પીસાયા પછીજ સુવાસિત અત્તર બને છે. કમલ વીંધાયા પછી જ માળામા પોવાય છે મેંદી વટાયા પછી રંગ જમાવે છે દેહ પણ દમનથી, તપથી, કષ્ટથી જ સુજ્ઞાનશોભિત બને છે

## —. અહંકાર :—

આ કાળના ઉપરચોટીયા જ્ઞાનવાળા માનવો ડગલે ને પગલે થોકબંધ ઉભરાય છે પણ અંતરંગજ્ઞાનધરો તો વિરલા જ દેખાય છે ઉપરચોટીયાજ્ઞાનવંતો મોટી મોટી વાતો કરી શકે છે પણ અહંકારનો અધારો એવો જબરજસ્ત હોય છે કે વાતો કરીને જગને ખુશ કરી દે છે પોતે કોરાને કોરા રહે છે ગધનારીને ધૂમાડો એ ઉકિત યથાર્થ જ થઇ જાય છે અનેકોને રસોઈ કરીને પીરસે છે, જમાડે છે પણ પોતે ભૂખ્યાને ભૂખ્યા જ રહે છે

આંધળો હાથ ફેરવીને વસ્તુને કદાચ ઓળખે છે પણ રૂપ સ્વરૂપ કે રંગની રંગત તો નથી જાણી શકતા ? સુવર્તન સીવાયનું જ્ઞાન એ અંધાપો જ છે ને !

## — મલશુધી —

જે જીવ જે કુળનો જન્મધારી થાય છે તે સંસ્કાર તેના જીવનભર સચોટ બની રહે છે જન્મતા ઉચ્ચ કુલમાં જન્મ થયો હોય તો તેને દેવગુરૂધર્મની શ્રધ્ધા અને રૂચિ, સંસ્કાર અને શિસ્તપાલન આપો આપ જ પેદા થાય છે કુકુળમાં જન્મેલાને કુવર્તન તોફાની પ્રકૃતિ કૂરબુધ્ધિ પડવી લેવાની કુમતિ, તેમજ નિર્દયતા અને ક્રૂરતા પણ વગર શિક્ષણે આવી મળે છે

જેવા સંસ્કાર હોય તેવીજ ભાવી જીવન પ્રગતિ થાય છે જનનીના સ્તનમાં વાયુ વિકાર હોય અને જે બાળકે એ સ્તનથી ધાવણ કર્યું છે તે બાળક જીંદગીભર વાયુપ્રકોપી પ્રકૃતિવાળો જ રહે છે બાળસંસ્કાર પણ તેવી જ રીતે આજીવન વૃદ્ધિગત થતા જ જાય છે સુસંસ્કાર આપો !

## —: સુપથ :—

સમ્યગ્ દર્શનને સ્પર્શેલો જીવ સુપથે છે તેની ઓછી પણ મોક્ષની ક્રિયાઓ, થોડો પણ શ્રધ્ધાપૂર્વકનો જાપ, થોડો પણ શુદ્ધ ધ્યેયવાળો તપ, પ્રમાદદોષરહિત થોડા પણ વ્રતો અને પચ્ચક્ખાણ મહાફળને આપે છે કારણ કે સમજૂતી અને શ્રધ્ધાપૂર્વકની એ આરાધના છે

અન્યગ્જ્ઞાન કે દર્શન વગરની ઉત્કૃષ્ટારાધના પણ ઉન્માર્ગ પર જ વિશેષ વેગવાળી ગતિ કરાવે છે ધ્યેય સારું છે. પણ સાધન દુષ્ટ હોવાથી ધ્યેય દૂર છે માર્ગ પર ચાલતી ડોસી પણ ધીમે ધીમે ગામ પહોચી જાય છે પણ ઉંધા માર્ગે દોડનારો જુવાનીયો ગમે તેટલુ વેગથી દોડે પણ ધારણાવાળા ગામે પહોચતો નથી પણ ગામથી દૂર થતો જાય છે સમ્યગ્દૃષ્ટિ માર્ગ પર છે અને મિથ્યાદષ્ટિ કુમાર્ગે છે તેથી સાચા મુક્તિધામથી દૂર થતો જાય છે સમીપ નથી આવતો

## —: ભવછેદ —

સમ્યક્ત્વી આત્મા સંસારને કેદથી ભૂંડી કસામણી માને છે સંસારવ્યવહાર સંયોગે ચલાવવો પડે છે પણ તે પર જરાય અંતરનો રાગ-આસક્તિ કે પ્રેમ નથી જ જગવતો ! અને જેટલા રાગના મૂળ ઉંડા હોય તેટલા જ તે છોડતા વસમા પડે છે અને રાગ વ્યવહારની ઉપરચોટીયો હોય તો તેથી મુકત થતા જરા વિલંબ નથી થતો

સમ્યગ્દૃષ્ટિ આત્મા બહારથી વ્યવહારમાં ડુબેલો દેખાય પણ દેખાથી તો અલિપ્ત રહે છે ક્યારે મુક્ત થાઉં ! ક્યારે વિરક્ત

બનુ ? ક્યારે રાગથી પર બનુ ! આત્મામા તલ્લીન બનુ ! કેદી દુશ્મનના હાથમા ફસાતા એ કેદી જેલરની તમામ આજ્ઞાઓને પાલન કરે છે જેલરની જલદ આજ્ઞાઓ, કરડા કામો, ઇચ્છા ન હોવા છતાય કરે છે, પણ મન તો તેથી વિરક્ત જ નહી પણ મુક્ત થવા ઝંખના કરે છે અને કેદ પર, કેદના કાર્યો પર કે જેલર પર એને જરાય રાગ નથી જાગતો ! તેથી જલ્દી તે છોડી દે છે છોડયા પછી પણ તે પર રાગ નથી રહેતો પણ ધૃણા છૂટે છે, ધીટકાર છૂટે છે રાગ છે ત્યાજ ત્યાગ કઠીન છે

## —: પરીક્ષા :—

જેનાથી તરવુ છે, એ નાવડી કેવી છે ? ગાબડાબાજી તો નથીને ! તુટીફૂટી નથી ને ! અકસ્માત જન્માવે તેવી તો નથીને ! એ સઘળુંય તપાસીને સાગર–મુસાફરી કરનારે, મુસાફરી કરવી પડે છે સાગર અપાર છે, નાવડી કાણી છે, સુકાની આંધળો છે, દિશાપરિજ્ઞાન કોઇનેય નથી ! તો પછી એ નાવડીનો સહારો કેવી રીતે લેવાય ? પહેલા પરીક્ષા અને પછી સફર હોય છે. પાણી પીને ઘર પૂછનાર મૂર્ખામા ગણાય છે

તેવી રીતે સૌથી પહેલા જે ધર્મને આરાધવો છે એ ધર્મના આધાર સ્વરૂપ ત્રણ તત્ત્વોને ઓળખવા ! પરીક્ષા કરીને તેની આરાધના–સેવના કરવી જેથી સંસારસમુદ્ર સુતર થઈ જાય અને વાટે સુખથી પહોચી જવાય ! સોનાની પરીક્ષા અણીનો ભાગ ઘસવાથી થાય છે. તેવી રીતે ત્રણેય તત્ત્વોની પરીક્ષા તેના નાના વર્તનો, વાણી, વિચાર પરથી કરાય છે પછી જરાય ઉન્માર્ગનો ભય હોતો નથી !

## —: જ્ઞાનપિપાસુ :—

જ્ઞાનની પિપાસા જેને જન્મે તે ભાગ્યશાળી ગણાય છે કારણ કે જ્ઞાન ઉપયોગી છે. જ્ઞાન આત્માની ઉત્ક્રાન્તિ સાધે છે જ્ઞાન, પાપથી, પાપ વિચારોથી, પાપ-પ્રવૃત્તિઓથી માનવને રોકે છે અને પુનિત-પુણ્યપથે પરવરાવે છે આ વિશ્વાસ થાય તો જ જ્ઞાનપ્રાપ્તિની સુજિજ્ઞાસા પ્રગટે છે.

જ્ઞાન એ નેત્ર છે, જ્ઞાન એ દીપક છે, જ્ઞાન એ તેજોમય ભાનુ છે, જ્ઞાન એ દીવાદાંડી છે. જ્ઞાન એ ભોમીયો છે, જ્ઞાન એ સથવારો છે. જ્ઞાન એ મુક્તિ જવાનું પગથાર છે.

આ સમજે તે વ્યક્તિ, જ્ઞાનપિપાસુ બનીને જ્ઞાનીની ઉપાસના, નિશ્રા સેવીને યેનકેન જ્ઞાન સંલબ્ધિ કરે છે. જ્ઞાન લેવા જનારો જ્ઞાની નથી હોતો પણ ઉચ્ચ આશય અને પ્રેરણા તેની સિદ્ધિ કરી આપે છે. કોલસા લાવવા કે લેવા જવું એ તો નાદાન પણ કામ કરે છે પણ હીરા, પન્ના, મોતી તો સમજદાર અને શ્રીમંત જ લેવા જાય છે લેવા જનારો ઝવેરી નથી હોતો પણ ઝવેરીના પર વિશ્વાસ તો રાખે જ છે. જ્ઞાની પર વિશ્વાસ રાખીને જ્ઞાનોપાસના કરવાથી જ સુજ્ઞાન મેળવાય છે.

## —: સુપાત્ર :—

શાન્ત, સંતોષી, આત્મનિરીક્ષક, શ્રદ્ધાસંપન્ન વ્યક્તિને થોડો પણ ઉપદેશ અપાય તો તેની અસર જલ્દી અને સારી થાય છે તે વ્યક્તિનું જીવન આદર્શ અને અનુકરણીય બની જાય છે પાત્રમાં રહેલુ દૂધ ટકી શકે છે. પણ કાણાવાળું કે

કાટવાળુ પાત્ર હોય તેમા નાખેલી ખીર કે અન્ય ભોજન ખાવા લાયક રહેતુ નથી વિકૃત બની જાય છે તજી દેવુ પડે છે

માનવ પણ યોગ્ય પાત્ર હોય તો તેને સૌ કોઇ અપ્રેમ કલાઓનુ દાન કરે છે અને તે પણ સ્થીર બનીને ધીરતાથી કલા વિજ્ઞાનનો સ્વામી બને છે પાત્રમા આપેલી થોડી પણ કલા વિસ્તારરૂપને ધારણ કરે છે મેના-પોપટને લોકો બોલતા શીખવે છે તેની કિમત ઉપજે છે અને પોપટ-મેના રાજમહેલોમા સ્વર્ણપિંજરોમા આનંદ કરે છે લોકચાહ મેળવે છે જો કે રહે છે બંધનમા પણ પાત્ર હોવાથી તેને કલા શીખવાય છે પણ ગધેડા કે કાગડાને કોઈ બોલતા શીખવાડતુ નથી કારણ કે તે પાત્ર નથી

## —: ધર્મપ્રશંસા —

ધર્મીને ધર્મી તરીકે જાણવા, તેના સુગુણોને ઓળખવા, સુગુણોનો રાગ પેદા થવો એ પણ મુશ્કેલી ભરેલુ છે જ્યાસુધી પોતે અધર્મી છે કે ધર્મરૂચિ નથી બનતો ત્યાસુધી ધર્મીના ધર્મગુણને પારખી શકતો જ નથી પોતે દેખતો થાય તો માયાના રૂપરંગને જાણે દેખે છે કોઇપણ વ્યકિતના સુગુણોની પ્રશંસા શ્રવણ કરતા જરાય પ્રેમ ન આવે અને તે વ્યકિત પર દ્વેષ જાગે ! તેના અલ્પ પણ દૂષણો શોધવાની પાપબુધ્ધિ જાગે તો પોતે અધર્મી-રોગ છે એમ માનવુ

યોગ જાગતાને કાફર કહે છે તુચ્છો કહે છે કસાઇ, દયાળુને દયાના ઉપદેશકોને બદમાસ કહે છે ધીઠા કહે છે વેશ્યા, સતીને દુરાચરિણી અને અધર્મીણી કહે છે અધર્મી, ધર્મીને જૂઠો, ઠગ, પ્રપંચી, લોભી કહે છે વિષય-ભોગી-નાસ્તિક જેવો સાધુ સંતો ત્યાગીઓને દંભી કે વેશવિડંબકો કહે છે તેથી એની

મેજોરેટી (મન-મજુરી) વધી જાય તોય સાચું નજ કહેવાયને! જુઠાની મતગણત્રી હંમેશાં વધારે જ હોય છે. સત્યપ્રેમી વિરલાજ હોય છે

## —: ભવનાટક :—

નાટકનું મકાન ભાડુતી હોય કે નાચનારા, ખેલનારા, સ્વાંગભજવનારાય પણ ભાડુતી હોય છે. ખેલ પણ ભાડુતી હોય છે. તો જોનારો પણ ભાડુતી કેમ ન સમજવો! પ્રેક્ષક ધન ખર્ચીને, નિદ્રા બગાડીને પોતાની જાતને કૃતકૃત્ય માને છે. અને એ નાટક જોઇને વ્યામોહની મૂર્તિઓ સમી નરનારીઓના નખરા, નેત્રના ચેનચાળા, હાવભાવ, વિલાસના કુસંસ્કારોનું શિક્ષણ મળે આવે છે.

આ શિક્ષણ માનવોને ભોગ-ઘેલા બનાવે છે, સુમાર્ગથી વંચિત રાખે છે, દુર્દાંત દુરાચારની એક દુકાન જ ખોલાય છે. પછી દૂરથી રળીયામણો લાગતો પર્વત અકારો દેખાય છે. શરીર-ક્ષીણતા, રોગઆકુલતા, ચિંતાગ્રસ્તતા, સ્વજન-પાલન, ધન-પ્રાપ્તિની ફીકર આ સઘળુંય માથાપર આવતાં અફસોસના જ શ્વાસ છોડવા પડે છે દીક્ષગિરિની દારૂણ પસોનો અનુભવ થાય છે. ત્યારે સમજાય છે કે, મેં પણ ભાડુતી નાટકીયાનીજ લીલાઓથી ભવ-નાટક ભજવ્યું અંતે કંઇજ સદાય નથી આત્મા બિસ્તરમ મૂકીને એકલો જ પરભવ જાગે.

## —: આત્મ-મુક્તિ :—

શ્રી અંતરિક્ષપાર્શ્વનાથાય નમઃ

# વાક્ય-વાટિકા

## ભાગ : ૨

---

૧

સર્પને આપણે ઝેરીલો, ડંખીલો કહીએ છીએ. એને છી છી કરીએ છીએ. પણ માનવ ક્યાં ઓછો ઝેરીલો કે ડંખીલો છે. સર્પ કદી મદી ડંખે છે પણ માનવ તો રોજ ડંખ મારે છે, તો માનવોએ સર્પથી ભૂંડા ન ગણાવું હોય તો ઝેર અને ડંખ નીચોવી નાખવા.

૨

હૃદયંગમ દૃશ્યો જોતાં નાચી ઉઠાય છે. કવિજગતમાં તો પંખીઓ અને પશુઓને પણ નાચવાનું જણાવે છે. ઉષા-દર્શન, વસંતઋતુની દિવ્ય વનરાજી, અષાઢી મેઘાડંબર, નદી, નાળાનાં ખળખળ વહેતાં પાણી કે ટપક ટપક ઝરતાં ઝરણાઓ આ હૃદયંગમતાનાં પ્રતીકો છે પણ આત્મ-દર્શન કે સાક્ષાત્કાર જેવું અન્ય હૃદયંગમ ચિત્ર કે દૃશ્ય અન્ય નથી જ.

૩

દીપક ઝળહળતો પ્રકાશની પથારી કરીને સર્વને શયન કરાવે છે પણ ઝાંખો દીપક નિસ્તેજ બનેલી વાટથી લુપ્ત બનો દીપક પ્રેરણા કે બોધ આપે છે. પ્રકાશ, અંધકારમાં ફેરવાઈ જાય છે. તેમ માનવ, મૃત્યુના અનંતમાં અદ્રશ્ય થવાનો છે.

૪

ઘેલું વળગેલો માનવી શું નથી લવતો ? શું અનર્થ નથી કરતો ? સ્વજ્જનોને ય ત્રાસ આપે છે. સર્વ મલીને તેને તાડન કરે, બંધનમાં બાંધે પણ એ તો સ્વને સત્તાધીશ માનીને ફરે છે. માનવોને જગશક્તિનું ઘેલું વળગે છે. પછી માનવ આસુરી-કૃત્યો આદરે છે.

૫

પંખીઓ ગીત ગાય છે, નાચે છે એમ કવિ-કલ્પના છે. ભલા ચોવીસે કલાક ભયાકુલોને નાચ, ગાન શા ? આશય એ છે કે પશુઓથી માનવ હલકટ છે. એ નાચતો નથી, ગાતો નથી, કારણ કે ચિંતાનો ટોપલો માથે છે, ચિંતા બહારથી નથી આવતી, મનોભાવ છે, મનોભાવો બદલાતાં ચિંતા, આનંદ સ્વરૂપમાં બદલાશે.

૬

વિલાસી ભવનો, વિલાસી વનસ્થળો, ક્રીડાંગણો, સરોવરો, ટહેલતવાળી મિત્ર મંડળીઓ, આત્માને પ્રિયતમ લાગે છે. પણ ધર્મસ્થળો, અનુષ્ઠાન-વિધાન, શક્ત-મંડળીઓ રૂચતી નથી. કારણ કે મનોમંદિરમાંથી પ્રભુ ખસી ગયા છે પ્રતિષ્ઠિત કરો તો આ સઘળું ય સ્વાભાસ થશે.

૭

નિષ્કામ ભક્તિનું સામર્થ્ય અનંત છે. સકામ ભક્તિનું ફલ ટુંકું અને ક્ષણિક હોય છે. એક નોકરી નક્કી કરીને કામ કરે અને એક સેવા જ કરે તો રાજા સેવા-કરીને પ્રસન્ન થતાં રાજ કેમ ન આપી દે ? આપે જ છે. સ્વરાજ્યેચ્છુકોએ નિષ્કામ સેવા જ કરવી.

૮

એક પાઇનું આનંદથી દાન આપનારને વિલાસમાં, સ્વાર્થમાં અગણિત દ્રવ્ય વ્યય કરે એના કરતાં પાઇના દાનનું મૂલ્ય વધી જાય છે.

૯

કાગળનો ચાર આંગળનો ચલણ-મુદ્રાવાળો મીક્કો લાખોનો થઇ જાય છે. તેમ ભક્તિ-ભાવનાની ભીનાશથી ભક્તિમુદ્રા છાપવાની છે. એનું ફલ અગણિત છે.

૧૦

કાન; કલ્યાણી-મંગલ કથાઓ સાંભળે, સત્ય શોધવાની મીટથી દર્શન કરે, કાયા પરમાર્થ કરવાની જ પ્રવૃત્તિ કરે, હાથ, દાન અને અર્ચન કરવામાં વ્યવસાયી બને, વચનો, પર પીડનનાશક નીકળે તો માનવનું સ્વર્ગ ખડું થઇ જાય ને ?

૧૧

મન અને કાયા પોતાનું કલ્યાણ કરે કે બગાડો કરે છે પણ વચન, સ્વનો અને પરનો ઉભયનો કલ્યાણ પંથ દર્શાવે છે, સાધે છે અને [illegible] અને બગાડો પણ એજ કરે છે. તો સંયમ એ જ [illegible]વ્ય છે

૧૨

આકાશમાંથી વર્ષાદ બધેય વર્ષે છે. પણ તદબીર અને તગદીર જોરમાં હોય તો જ ફલપ્રાપ્તિ થાય છે. મેઘ-પ્રપાત તો સર્વને સરખા ગણે છે. ભાગ્યાનુસાર ફલો મેળવાય છે. તેમ પ્રભુ સર્વ પર કૃપાળુ છે. કૃપા-પાત્ર બનવું દુઃશકય છે.

૧૩

માનવીની કીંમત પોતાની પાસે શું છે ? તેનાથી નથી પણ પોતે કેવો છે તેના પર છે. ધનવંત હોવા છતાં ગુણવંત ન હોય તો કોડીનો છે. અને ગુણવંત હોવા છતાં ધનવંત ન હોય તો તે કોડનો છે.

૧૪

મનનો ચંડાલ નગર છોડીને વનમાં જાય તોય જંજાલ નથી છુટતી. મનનો પવિત્ર ઘરમાં વસે તોય સંત જેવો મહર્ષિ ગણાય છે. મન જ પવિત્ર થાય તો સર્વ સિદ્ધ છે.

૧૫

કંચન, કાયા, કામિની અને કીર્તિ એ ચાર નિશાચરો જ જીવાત્માનું સત્યાનાશ વાળનારા છે. તેને દૂર કરતાં સાધ્ય દૂર નથી. તે હજુર છે તો સાધ્ય દૂર સુદૂર જ છે. આ રહસ્ય છે.

૧૬

ક્રોધાગ્નિ અને કામાગ્નિ જેના હૈયાને નથી બાળતો તેઓને જ સત્સંગ કે સદ્‌વાંચન, મનન સુફલ અર્પે છે. પણ આ ભડકે બળતો અગ્નિ, સુફલોને બાળીને ખાખ કરે છે.

૧૭

આત્મ-રંજન જેઓને ઇષ્ટ છે. તેઓને જન-રંજન કે મન-રંજન એક બદામનું પણ નથી ભાસતું. આત્મ-રંજનથી મન-રંજન અને જન-રંજન સહજ થઈ જાય છે.

૧૮

યોગજન્ય સુખ, અચલ સ્થિર છે. ભોગ-જન્ય સુખ ક્ષણિક અને અસ્થિર છે. શાશ્વત સુખ, ઉત્પન્ન થતું છે અને નાશ નથી થતું. જડવાસનાજન્ય સુખ ઉત્પન્ન થાય છે. અને નાશ થાય છે.

૧૯

આત્મશ્રદ્ધા જ પ્રગતિનું પગથીયું છે. મુક્તિમહેલની નીસરણી છે. આત્મ-દર્શનનું દુરબીન છે. આધિ-ભૌતિક, આધિ-દૈવિક-સર્વ દુઃખનાશ, આત્મશ્રદ્ધાથી જ થાય છે. સ્વભાવ રમણતાનું જ આત્મવિશ્વાસ એ અપ્રતિહત સાધન છે.

૨૦

અખંડ જ્યોતિનાં સામ્રાજ્યો, આત્મા-નંદનાં સુધા પ્રવાહો, અખંડ સુખનાં સિંધુઓ ત્યાં જ દેખાય છે, ત્યાં જ સાક્ષાત્કાર થાય છે. જ્યાં સ્વભાવ-પરિણુતિ હોય. કમલ સુરભિ, ભ્રમરોને આકર્ષે છે. ભ્રમરો ઉત્સુક બનીને રસ ચુંસે છે. સુગુણ-સુગંધ, માનવોમાં મઘમઘતી હશે તો કીર્તિગાથા કે સ્વશ્લાઘાને નહી ગાવી પડે. લોક-જીહ્વા જ તે ગાવા આતુર રહેશે જ. સ્વશ્લાઘા કરનારો હલકો હોય છે.

૨૧

કહેવાય છે કે હાજદર લગાવીને પાણીમાં પડવાથી

મગરમચ્છો ઉપદ્રવ નથી કરતા તેમ નિર્લેપ-નિરાસક્ત ભાવથી સંસારમા રહેતાં ત્રિવિધ તાપો, ઉપદ્રવ નથી ઉપજાવતા.

૨૨

વિષયેચ્છા, અહંકાર અને અશ્રદ્ધા આ આત્મ-વિકાસના રોધક તત્ત્વો છે. વિષય ત્યાગ, લઘુતા અને આત્મ-વિશ્વાસ એ આત્મ-પ્રગતિ અને વિકાસના પોષક તત્ત્વો છે.

૨૩

કેશ સફેદ થયા, મતિ નિર્મલ ન બની. વય વધી પણ ધર્મ ઇચ્છા ન વધી. દાંત પડ્યા પણ પાપ પહાડો ન પડ્યા તનબલ ઘટ્યું પણ પાપ પરિબલ ન ઘટ્યુ. મરણ શરણ થયો પણ ધર્મ-શરણ ન થયો. ચેતીશ તો તરીશ.

૨૪

ગીધ પક્ષી તીણી આખથી આકાશ-વિહારી બને પણ અંતમાં મલીન ઉકરડા પરજ પેસે છે. પંડીત શાસ્ત્રો ભણે, વિવેક વૈરાગ્ય ન મેળવે તો તે પણ ગીધ પક્ષી જેવો જ દુર્લક્ષી જ છે ને?

૨૫

કાષ્ટમા અગ્નિ છે એવું જાણનારો જ રસવતી બનાવીને પેટ ભરીને જમે છે. ભૂખને ભાગીને સુખી થાય છે. જ્ઞાન-વિજ્ઞાન જાણનારો જ દેહ અને અત્માના ભેદને જાણે છે. અને ઇશ્વરી તેજમા સમાઇ શકે છે બાકી ફાફા મારે છે.

૨૬

બાહ્ય સુરમ્ય દશ્યો જોવા કરતાં સાચા અમૃતાસ્વાદનો

શાંત સમુદ્ર નિજ હૈયામાં જ ઉછાળા મારે છે, તેને નીહાળો તો બાહ્ય રમ્યદશ્યો પણ અદર્શનીય-નીરસ થઈ જશે, આત્મામાં જ સર્વ રસો છે.

૨૭

મહેકતા માલતીના ફુલની સોડમ આખા બગીચાને મહેકાવે છે, લસણુની એક કળી વાતાવરણને દુર્ગંધીમય બનાવી દે છે. સજ્જન સૌને સંતોષ આપે છે. દુર્જનની છાયા પણ દુ:ખ-દવને સળગાવે છે. સજ્જનની સોબત કરો, દુર્જનથી દૂર રહો.

૨૮

સુગુણો સુમનો છે, કરમાય છે તોય યશની સુવાસ પસારે છે.

૨૯

ક્રોધ જ્વાલાથી ઝળહળતો અગ્નિ છે, સ્વને અને પરને બાળે છે.

૩૦

દુર્ગુણ દૃષ્ટવિષ છે, સ્વઘાત તો કરે જ પણ સજ્જનોનેય રંજાડે છે.

૩૧

વિનય કીંમતી ભૂષણ છે, કદીય ગરીબાઈની ગર્તામાં નથી ઉતારતો.

૩૨

વિવેક પ્રકાશમાન દીપક છે, રાત્રિના ને દિવસના સરખો પ્રકાશે છે.

૩૩

નીતિમાનને આંચ નથી આવતી, એ નીતિ સર્વ વિજયનું અમોઘ શસ્ત્ર છે.

૩૪

વિશ્વાસ રાખવો અને વિશ્વાસુ બનવું ઉભય આરોગ્યનાં ચિન્હો છે.

૩૫

દીલ દરીયો છે. તેમાં સઘળું'ય હોય. રત્નો પણ હોય અને કાંકરા પણ હોય.

૩૬

પ્રત્યેક ઈન્દ્રિયો સરખી છે. બબ્બે સાધનોથી એક કામ કરે છે. પણ જીભ ખાવાનું અને બોલવાનું બે કામ કરે છે.

૩૭

સંસારી જીવ કસાઈ ખાનાનો માતેલો બોકડો છે. કયારે છુરી ફરસે તે સમજતો નથી.

૩૮

તલ જેટલા સુખ-વિલાસનો બદલો મેરૂ પર્વતથીય વધારે વજનદાર છે.

૩૯

અનિત્ય પદાર્થોનો વ્યામોહ ન છુટે ત્યાં સુધી આત્મ સમીપે કયાંથી અવાય ?

૪૦

આંખ છે એ વસ્તુ દર્શનનું દુર્બીન છે પણ વસ્તુમાં તદાકારિત બનવું એ મનની સાવધાનતાનું કામ છે.

૪૧

જ્ઞાન એ આત્માનો ગુણ છે, પણ અજ્ઞાનેય આત્માને છોડીને અન્ય સ્થળે રહેતું નથી.

૪૨

વિલાસો એ લપસવાના આરસ-તકતાઓ છે. એ પરવાના નરકના કેમ ન કહેવાય?

૪૩

આત્મા પોતેજ પોતાનો શત્રુ છે. પોતેજ પોતાનો મિત્ર છે. પોતેજ સર્વનો સખા બને તો એને કોઇ નથી. શત્રુ નથી મિત્ર.

૪૪

હૈયાની વરાળ કયાં ફેંકાશે? તે સમજાતું નથી. એ વરાળ, વિશ્વજંતુઓની ઘાતક બને છે.

૪૫

આંખ સઘળાને દેખે છે પોતાને જોવા આયનો જોઇએ છે. આત્મા સર્વનું જ્ઞાન મેળવે છે. પોતાનું દર્શન તો શ્રદ્ધા રૂપી આયનામાં જ કરી શકે છે.

૪૬

કુસંગથી સુજનો પણ ખરાબ સંસ્કારોનો વારસો પેદા કરે છે. બાવળની પાસે કોમળ કુસુમોય વીંધાય છે.

૪૭

ધ્યાનથી આત્મા સજાગ રહે છે પણ ધ્યાન નિષ્ક્રિયતાને પેદા કરે તો સમજવું કે ધ્યાન નથી પણ આલસ્યની શય્યા છે.

૪૮

માત્ર બોલનાર કંઇ દળદર ફીટી શકતો નથી, બોલેલુ આચરનાર જ સ્વ અને પરનુ મહત્ત્વ વિકસાવે છે.

૪૯

નરમાઇ, નામર્દાઇ એ ક્ષમા નથી પણ આવતી આપત્તિને સમભાવથી સહી લેવામાં જ સાચી ક્ષમાનું દિવ્ય–દર્શન થઇ જાય છે.

૫૦

ઉપાડેલી જવાબદારી પ્રાણાંત સુધી સંભાળવી એ જ વફાદારી છે. બાકી જરા સ્વાર્થભંગ થતાં બેદરકારી એ તો લબાડીપણું છે.

૫૧

પ્રવૃત્તિયોનાં પુષ્પો વિચારણાના આંગણામાંથી ઉગમે છે, વિકસે છે, અને ફોરમ ફેલાવે છે.

૫૨

આપણે ન સુધરીએ તો આર્યદેશ શું ન્યાંછાવર આપી શકે?

૫૩

વીખરાયેલાં મૌક્તિકો કોઇ દોરામાં પરોવાય તોજ હાર બને છે. વાંચેલાં સૂત્રો જીવન પ્રવૃત્તિઓનાં દોરમાં ઓત પ્રોત બને તો જ આદર્શજીવી બની શકાય છે.

૫૪

માખી સુગંધીદાર તરૂવર પર બેસે છે. પણ સળગતા

ચુલાની આગ પર નથી બેસતી. તેમ સજ્જન માનવો સુગુણોને ગ્રહણ કરે છે. દુર્ગુણોના દાવાનળમાં નથી સળગતા.

૫૫

સ્વસ્તિકોને શુકન માન્યા છે. પણ સુપ્રવૃત્તિઓને શુકન માનીને કેમ નથી આદરતા આ એક ઉકેલ વીનાની સમસ્યા ખડી છે.

૫૬

જેમાં તેમાં બોલનારો વિદ્વાન્ નથી ગણાતો, પણ અલ્પ ભાષી અને જરૂરીયાત પુરતું જ બોલનારો અમર પાઠી વિબુધ-વરેણ્ય કહેવાય છે.

૫૭

દર્દભરી શબ્દદેહી વાણી સૌના હૈયામાં તે તે ભાવોનો જન્મ આપે છે. પણ દર્દપેદા કરનારી વાણીને સૌ તરછોડે છે.

૫૮

નવા પ્રાણ, નવી જાગૃતિ, નવી પ્રેરણા, નવી આશા ત્યાંજ મલે કે જ્યાં પ્રશાંત-પ્રકૃતિ નિસ્પૃહ સંતનો નિવાસ હોય.

૫૯

નૈસર્ગિક પ્રવૃત્તિઓ પર પ્રભુતા, અધ્યાત્મ રસાસ્વાદી-તત્વ ચિંતકોની જ હોઈ શકે, બાકી આડંબરમાં કાંઇ જ નથી.

૬૦

પરમાણુને પર્વત અને પર્વતને પરમાણુ કરવાનુ વિજ્ઞાન આત્મ લબ્ધિઓમા ભરપુર છે. પણ તે સ્વ-કલ્યાણમાંજ ઉપ-યુક્ત થાય છે.

૬૧

નાવડી એ જલધિ તરવાનું સાધન છે. એ . સમુદ્ર નથી! પણ નાવડીનો સુકાની અંધ હોય અને બેસારૂઓ સુકાનીની અનુજ્ઞા પર નિશ્ચિત હોય તો નાવડી સમુદ્રથીય ભયંકર બની જાય છે.

૬૨

સાંપ્રદાયિક પ્રેમ એ તો વિકાસનું નિમિત્ત છે. પણ સાંપ્રદાયિક વ્યામોહ તો વિકાસ ને બદલે સત્યાનાશ કેમ ન સર્જે!

૬૩

સમાજોન્નતિ સર્વ સમાજસ્થો ચાહે છે પણ વ્યક્તિ સ્વાર્થ ન છુટે તો સમાજોન્નતિની વાતો કે પ્રયત્ન ધુળીયાં ઘર જેવી છે. વ્યક્તિ-સ્વાર્થો જ બખેડા કરે છે.

૬૪

શરમ એજ સદાચારની રક્ષક છે પણ હદ (વિવેક) બહારની શરમ એ તો પ્રત્યેક સુપ્રવૃત્તિઓની ભયંકર બાધક છે.

૬૫

ઉત્સાહ, પ્રગતિના પુષ્પો ચુંટવાનો હાથ છે, પણ પ્રગતિ સુકૃત્યની જ હોવી જોઇએ. કુકૃત્યો આચરવાનો ઉત્સાહ એ કાંટા ભેગા કરવાનાં હાથ છે.

૬૬

કાળા વસ્ત્રને અન્ય કોઇ રંગ ન લાગે પણ સફેદ કપડાને અનેક રંગો લાગી શકે છે. કારણ કે એ સાફ છે. હૃદય નિર્મલ હોય તો જ વૈરાગ્ય ત્યાગના રંગોથી રંગાય.

૬૭

સફેદ કેશવાલાને જોઇને હૃદય સફેદ હશે એવો એકદમ નિર્ણય ન કરશો. રંગે સફેદ અને આચાર-વિચારે કાળો બગલો જોયો છે ને ?

૬૮

કાળા કેશવાલા બધાય કાળા હૃદયના છે. એવો નિર્ણય પણ સહસા ન કરવો, કારણ કે કોયલ કાળી છે પણ મધુર કંઠે રવી જાણે છે.

૬૯

કાળા રંગનો માટીનો ઘડો શીયાળામાં પાકયો હોય તો જ જલ શીતલતમ આપે છે અને વિવિધ રંગનો ઘડો ઉનાળામાં ઘડાયો હોય-પકાયો હોય તો શીતલ જલને ય ઉષ્ણ બનાવી દે છે. તેમ સ્વરૂપવંત સઘળા ય સારા હોય અને કુરૂપી સર્વે ખરાબ હોય એવું ન માનવું.

૭૦

મનોરમ્ય બગીચાનો તત્વ–સાર રંગબેરંગી સુવાસિત પુષ્પ–ગુચ્છક છે. તેમ ધર્મનું રહસ્ય ત્યાગ, વૈરાગ્ય, સંયમ અને તપ જ છે.

૭૧

મોટર ઉંચી હોય પણ ડ્રાયવર ન સારો હોય તો તે ખરાબીમાં ઉતરી પડે છે. ધર્મ–શાસન ઉચ્ચ કક્ષાના આદર્શ હોય પણ એ સાધક વ્યક્તિ. મોટપને મોટપમાં જ તણાતો-હોય તો તે કરમાય છે.

૭૨

સાધના સારી છે, ધ્યેય ઉચ્ચું છે, પણ સાધક નિખાલસ કે સાધ્ય–લક્ષ્ય–ખપી ન હોય તો તે ચુસેલા હીરા જેવો નિરર્થક બની જાય છે.

૭૩

આર્ય દેશમાં જન્મ એ પુણ્ય ખરું પણ આત્મ-વિશ્વાસ ન જાગે તો તે આંખો મીંચીને બેઠેલા, અથવા કાનમાં બુચ ઘાલીને બેઠેલા પ્રેક્ષક જેવું નિઃસાર છે.

૭૪

હું આત્મા છું, હું ક્યાંયથી આવ્યો છું, હું ક્યાંક જવાનો છું. આટલુ તો આર્યદેશમાં જન્મેલો કુલવારસાથી માને જ. ન માને તો આર્યદેશને લજવે છે.

૭૫

માથા પર પાઘડી મૂકતાં, પાઘડી અને માથું જુદું છે. એવું જ્ઞાન મૂકનારને હોય છે જ પાઘડી પડી જતાં માથું પડતું નથી. તેમ શરીર જતાં આત્મા અમર રહે છે.

૭૬

મન એ વિચારોનું ગોદામ છે, ઇંદ્રિયો, ગોદામનો માલ સપ્લાય કરવાનું ગુડ્સ છે અને વિષય–ભોગો માલ ઉતારવાનું સ્ટેશન છે. સુવિચારો હોય તો ધર્મસ્વાદો સ્ટેશનો છે, કુવિચારો અને કામ–ભોગ, ભવનાં સ્ટેશનો છે.

૭૭

સોપાન ચઢનારો કદમે કદમે ઉર્ધ્વિકરણ કરે છે. કુવામાં

ઉતરનારો ઉંડાણમાં ઉતરે છે. સારાં કાર્યો કરનારો ઉન્નત થાય છે, કુકૃત્ય આચરનારો અધઃગમન કરે છે.

૮૮

વાણીને તોલીને બોલનારો ખોટા ફંદામાં નથી ફસતો. બેલગામ વાણી-તુરંગ ચલાવનારો અનેક અસુધાર્યા ઉપાધિનો બોજો ઉઠાવે છે.

૮૯

ન દેખાય એ સઘળુંય છે તે છે, એવું માનવાથી ઘણી વસ્તુની ભ્રમણા નીકળી જાય છે શબ્દ એ મોટી હદ છે.

૯૦

સૌથી હલકું તણખલું છે તેથી હલકો પવન છે એથીય હલકો યાચક છે પણ જે હોય છતાં યાચકને દાન નથી આપતો તે વધારે હલકો છે

૯૧

દાન આપનારા દાન કરી શકે છે. પણ મધુર વાણી બોલીને પુનઃ જરૂર હોય તો આવજો એવું કહીને આપનારા કવચિતજ સાંપડે છે તેવા દાની કહેવાય પણ દાનેશ્વરી કહેવાય છે.

૮૩

હલકા નિષ્ઠુર માણસોને પણ મોટપ ખપે છે. પણ મોટાં કાર્યો કરનારા કોઇ વિરલ માનવો જ જડે છે. શોધ્યાય જડતા નથી.

૮૪

વ્યાખ્યાનો કરનાર અગણિત માનવો મલે છે. પણ વ્યાખ્યાનને આત્માની સાથે વણી દીધેલા જીવનના પ્રત્યેક આચાર, વિચાર, પ્રવૃત્તિયોમાં ઓતપ્રોત વણી વાળાઓ ઓછા જ છે.

૮૫

પ્રત્યેક માનવો સાથે સંપર્ક સાધવો એ તો વિશ્વની સઘળીય વસ્તુઓનો ઉપયોગ કરવા જેવું છે. ઝેર પણ ખાવું અને મીષ્ટાન્ન પણ ખાવું એ કેવી રીતે બને ?

૮૬

ગુણી જનો ગુણને સમજે છે. અગુણી ગુણની પીછાન જ નથી કરી શકતો, કદાચ ગુણી હોવા છતાંય અન્ય અન્ય ગુણી પર મત્સર ભાવ ધરે છે. પણ ગુણી હોય અને ગુણાનુ રાગી હોય એવા તો અલ્પતમ જ હોય છે.

૮૭

અધમો, અન્યના દૂષણોનો જ સ્વાધ્યાય કરે છે. તેઓના સ્વાધ્યાયમાં કોઇનોય સુગુણ શીખાતો નથી. જેથી જ અધમો દુર્ગુણોના દરીયા બની જાય છે.

૮૮

સજ્જનો દુર્ગુણોને દેખી શકતા નથી એમ નથી

પણ એમને સુગુણી જ થવું છે, એટલે દુર્ગુણોની ઉપેક્ષા અને સુગુણોની અપેક્ષા જ રાખ્યા કરે છે, જેથી સુગુણોનું તેઓને ઇષ્ટ દર્શન થાય છે.

૮૯

દીપકમાં પતંગીયાને રમ દેખાય છે, એમાં દીપક શું ગુનેગાર છે? નહિ જ. પતંગીયાની અજ્ઞાન-જન્ય ભ્રાન્તિ જ કારણ છે. વિષયોમાં માનવો ફસે છે, તેમાં શિથિલ-મનસ્વીનાં મનનો જ ગુન્હો છે. નહીં કે વિષયનો.

૯૦

જેવું ચિંતન તેવી પ્રવૃત્તિ હોય છે. શીકારીઓ શિકારની રચના-યોજના-વિચારણાઓ કરે છે અને મહાત્માઓ ધ્યાન કરવાની જ પ્રવૃત્તિઓની યોજનાઓ ઘડે છે.

૯૧

જે વસ્તુ નજર સામે હોય તે વસ્તુના ગુણ-દોષો તરફ બુદ્ધિ દોડે છે. એક સુંદર ધ્યાનસ્થ પ્રતિમા સન્મુખ હોય તો તે ધ્યાન તરફ જ અને ધ્યાનની મસ્તી પ્રતિ જ મન-બુદ્ધિ, કામના રમે છે, તેને ઝંખે છે, તેમાં એકાકાર બને છે.

૯૨

કલમનો શીલ્પી કે પીંછીનો ચીતારો પહેલાં ભૂમિકાને જ સ્વચ્છ બનાવે છે. પ્રત્યેક પ્રવૃત્તિઓ કરતાં પહેલાં પાત્રતા એ જ મુખ્યાવલંબન છે-આધાર છે.

૯૩

ગોપીપટ વર્ષો સુધી રહે

૯૯

વર્ષાઋતુમાં વાદળો, વિજળીઓ, ગર્જના અને વર્ષા સહજ જન્મે છે તેમ કલહાવિષ્ટ કાલમાં અશ્લીલ વાણી, બિભત્સ-વર્તન કે પસ્તાવો પણ ઉદભવે જ છે. કાલબલના આ સ્વાભાવિક ફલો છે.

૧૦૦

પુસ્તક છાતીપર ચોટાડી રાખવાથી ગ્રંથાન્તર્ગત જ્ઞાન, બુદ્ધિમાં ઉતરી જતું નથી, તેમ ધન-દોલતને તીજોરીમાં શીલ મુદ્રિત કરી રાખવાથી સદુપયોગ થતો નથી જ. પુસ્તક, વાચન મનનથી બોધ-પ્રદ નીવડે છે. તેમ ધન, દાન-પ્રવાહથી સફલ થાય છે.

૧૦૧

મંગલ-વાજા જોરદાર વગાડવાથી નસીબ કાંઇ જોરદાર નથી બનતું પણ પુણ્યોપાર્જન કરીયે તો પાપોદયને બદલે પુણ્યોદય જાગી ઉઠે છે.

૧૦૨

માત્ર ટ્રેનમાં બેસી જવાથી જ ધ્યેય સ્થળમાં પહોંચી શકાતું નથી પણ ધ્યેય ધામ નક્કી કરીને ત્યાંની ટીકીટ લઇને તે દિશાની ટ્રેનમાં બેસીએ તો ધારેલુ સ્ટેશન હાથ-વેંત થાય છે, શ્રદ્ધાનો ધર્મ ફળે છે.

૧૦૩

ધાર, માર, આકાર ફેરવવાં હોય તો તલવારને એકવાર ગાળી નાંખવી પડે છે, આચાર, વિચાર અને ઉચ્ચારને સમીચીન

પોપટ કહે છે કે તું મને મુક્તવિહારી કયારે બનાવીશ? પીંજરામા તેને પરભાવ દેખાય છે. સ્વભાવને વીસરતો નથી તેમ આત્માએ દેહનો વ્યામોહ–મમતા તજવી જોઇએ.

૯૪

મનમંદિરમાં પ્રભુની પ્રતિષ્ઠા કરવી, જેમાં અમર નામની કમનીય કીર્તિની તકતી નહી ચોટાડવી પડે. એની અભિલાષા પણ નહી થાય.

૯૫

ગૌરવવંતી યશોગાથાને અવિચલ વિશ્વના ચોકમાં ગુંજાવવી હોય તો પગલે પગલે પરમાર્થનાં પુષ્પો પાથરી દો! પત્રિકાની આવશ્યકતા નહી રહે.

૯૬

આશાનો દાસ, ઇન્દ્રિયોનો ગુલામ, મનનો વિવશ, વિષયોનો ભીખારી, જડાસક્તિનો પતંગીયો, જડોપાસનામાં તન્મય, ચૈતન્ય–જાગૃતિ કયાંથી દેખે!

૯૭

માનના મલીદા ખાનારને અપમાનનું અજીર્ણ વીના નોતર્યું આવી જ જાય છે. લઘુતાના લડુ ખાનારને પ્રભુતાનો પુણ્ય–હાર સહજમાં સાંપડે છે.

૯૮

ઘોળીને રાખેલા વિષયોના વિષ–પ્યાલા પીનારને મૃત્યુની શય્યા દૂર નથી. અંતરાનંદના સાચા અમૃત પીનારને અમરતા સમીપજ છે.

૯૯

વર્ષાઋતુમાં વાદળો, વિજળીઓ, ગર્જના અને વર્ષા સહજ જન્મે છે તેમ કલહાવિષ્ટ કાળમાં અપ્રીય વાણી, ભિષ્મત્સ-વર્તન કે પસ્તાવો પણ ઉદભવે જ છે. કાળમત્તનો આ સ્વાભાવિક ક્રમ છે.

૧૦૦

પુસ્તક છાતીપર ચોટાડી રાખવાથી ગ્રંથાન્તર્ગત જ્ઞાન, બુદ્ધિમા ઉતરી જતું નથી, તેમ ધન-દોલતને તીજોરીમાં શીલ મુદ્રિત કરી રાખવાથી સદુપયોગ થતો નથી જ. પુસ્તક, વાંચન મનનથી બોધ-પ્રદ નીવડે છે. તેમ ધન, દાન-પ્રવાહથી સફલ થાય છે.

૧૦૧

મંગલ-વાજા જોરદાર વગાડવાથી નસીબ કાંઇ જોરદાર નથી બનતું પણ પુણ્યોપાર્જન કરે તો પાપોદયને બદલે પુણ્યોદય જાગી ઉઠે છે

૧૦૨

માત્ર ટ્રેનમાં બેસી જવાથી જ ધ્યેય સ્થળમા પહોંચી શકાતું નથી પણ ધ્યેય ધામ નક્કી કરીને ત્યાંની ટીકીટ [illegible] તે દિશાની ટ્રેનમા બેસીએ તો [illegible] શ્રદ્ધાનો ધર્મ ફળે છે.

બનાવવા મન તલવારને મારવી જ પડશે, સ્વાર્થસિંધુ તરી જવો પડશે જ

૧૦૪

અગ્નિ બન્નેય છે ક્રોધાગ્નિ, કર્મ-સ્તોકને થોકબંધ જમા કરે છે જ્યારે તપોગ્નિ, પુરાણા, કિલષ્ટ, નિબિડ કર્મ કંદને બાળીને ખાખ કરી દે છે નવા કર્મોને આવવાનુ દ્વાર બંધ કરે છે

૧૦૫

કરૂણા, પરમાર્થનું રૂપાન્તર છે કરૂણા-દુખી દીનના દુખ દૂર કરવાની ભાવના એ કલ્યાણપથ છે જ્યારે પાપીઓની પાપેચ્છા પુરી કરવાની કામના તે પાપપથ છે

૧૦૬

વૈરાગ્ય એ સાંસારિક જડ-પદાર્થોમાથી નજરને વિપરીત કરે છે હૃદયક્ષેત્રમા કુવિચારોના ઉગેલા ડાખરા ઉખેડી નાખે છે યોગાભ્યાસ, સુવિચારોના નવા બીજો રોપે છે નવા ફ્લો મેળવાય છે જેથી ચિત્ત, શાંતિ અનુભવે છે

૧૦૭

ચિત્તૈકાગ્રતા એ જ મનોવિજયના સંગ્રામની વિજયવર માલા છે અને વ્યગ્રતાથી સંગ્રામની પરાજયની નોબત ગગડે છે એકાગ્રતા એ વિધાયક છે, વ્યગ્રતા બાધક છે, એકાગ્રતા રચનાત્મક છે વ્યગ્રતા ખંડનાત્મક વસ્તુ છે

૧૦૮

તરંગી માનવ, તુરગ જેવો તરત ચાલવાળો હોય

છે. ચપલતા ગુણુ પણ છે અને દુર્ગુણ પણ છે. ચપળના ધ્યાનમાં ન ખપે. પાપ ચરણોથી બચવાની પહે ચપલતા એક પ્રબલ સાધન બની જાય છે.

૧૦૯

પાંખો કપાઈ જતા પખી, મુક્ત વિહારથી અટકી પડે છે, પરતંત્ર બની જાય છે, બંધનના કારમા બધનથી પીડિત બની જાય છે માનવની શ્રદ્ધા અને ક્રિયા રૂપી બે પાંખો કપાઈ જતાં માયા–પાશના કાયમી બંધનનો કેદી બની જાય છે, દુખી થાય છે.

૧૧૦

વિસ્તૃત વિશ્વ સારૂ છે કે માઠું છે. એ સમસ્યા હજુ અણઉકેલ જ પડી છે. પણ હૃદયની જેવી વાસના હોય તેવુ માને છે. વૈરાગ્યવાસીને વિશ્વ તજવા જેવું અને રાગરંગીને વિશ્વ ગ્રહણ કરવા જેવું દેખાય છે વૈરાગી નિશ્ચિત છે રાગી શ્રાન્ત છે. વૈરાગી દ્રષ્ટા છે, રાગી અધ છે

૧૧૧

અંતકરણ આરીનો છે, તેમ કવિ–જનો કહે છે જેવા વિચારોના આંદોલનો તેવા પ્રતિસ્પદનો તેમા પડે છે, પ્રતિબિંબિત થાય છે. મનોભૂમિની જેટલી નિર્મલતા હોય છે તેનો અખિલ આધાર સુવિચારોની હારમાલા પર છે, ભાવનાના પૂરથી સદૈવ શુભ વિચારો રાખવા.

૧૧૨

ક્રોધકામનો રગ છે. અરૂપી કેમ માનવા ? ક્રોધી અને

ક્રામી રક્ત-વર્ણા નેત્રોવાળા હોય છે. તે એક ક્રોધ-કામનું સ્વરૂપ દર્શન છે.

૧૧૩

વૈરાગ્ય સીવાય ત્યાગ કેમ ટકે ? મૂલ-નિકંદન કર્યા પછી ફુલ ફલના સુંદર ફાલની ઇચ્છા એ મૂર્ખાઇ જ છે ને ! ત્યાગ થડ છે. વૈરાગ્યો નવ પલ્લવિત પત્રો અને પુષ્પો તેમજ સુફલો તે ધ્યાન તેમજ મોક્ષ અવસ્થા છે.

૧૧૪

દુનિયામાં સઘળાય જેને ખરાબ દેખાય તે સર્વથી ય કનિષ્ઠ કે અધમ હોય છે. થોડા સારા અને થોડા ખરાબ દેખાય તે મધ્યમ ખરાબ અને સઘળાયમા કંઇને કંઈ ગુણ દેખાય તે સર્વથી ય શ્રેષ્ઠતમ સજ્જન કહેવાય છે.

૧૧૫

સંપત્તિ, સત્તા અને ભોગ જેને વર્યા છે અને પોતે મારા માને છે, તેની પાછળ અંધ બનેલો હોય છે, તો તેના જેવો અંત.પીડિત બીજો ન મલી શકે.

૧૧૬

સત્ય, સંયમ, તપ અને દયા જેનામાં પૂર્ણકલાયે ખીલેલાં હોય છે. તેણે વર્ચસ્વ જમાવવા, વ્યક્તિત્વ ટકાવવા કે કીર્તિ-પ્રાપ્ત કરવા વલખાં નથી મારવાં પડતાં. તેના પગમાં સિદ્ધિઓ આળોટે છે.

૧૧૭

સમુદ્ર જેમ જલચર પ્રાણી-ગણ વગરનો નથી હોતો તેમ સંસાર પણ વિવિધ દુ:ખ વગરનો નથી હોતો, સંસાર એટલે જ દુઃખસાગર.

૧૧૮

પરમુખેથી સ્વશ્લાઘાની ઇચ્છા રાખવી, સ્વ મુખે પર નિંદા કરવાની પ્રિયતા કે ટેવ આના જેવો અન્ય, ધર્મ-ચિકિત્સા-શાસ્ત્રે રોગ નથી માન્યો, આ રોગનુ રામબાણ ઔષધ પર-ગુણ ગાવા, સ્વનિંદા કરવી એજ છે.

૧૧૯

માનવી ભલે પડછંદ કાય હોય પણ સૌમ્ય દૃષ્ટિ હોય અને લઘુકાય-ઠીંગણો હોય પણ ચંડ-પ્રચંડ દૃષ્ટિ હોય તો પહેલો હિતકર અને બીજો ભયંકર કેમ ન કહેવાય?

૧૨૦

વિશ્વની વહીમાં બે વિક્રમ નોંધાયેલા છે. ઉંચામા ઉચા કૃત્યાચારીયોના કે કનિષ્ટમાં કનિષ્ટ નીચ કૃત્યા-ચારીઓના, ઉચ્ચકર્માચારીયો સ્મરણીય કહેવાય અને નીચકૃત્યાચારીયો તિરસ્કરણીય છે.

૧૨૧

માંખી સાકરના ટુકડાને લહેરથી ખાય છે. ચૂસે છે પણ મુઠ્ઠી બંધ કરીને સાકરને અને માંખને ભેગી રાખતાં માખી માત્ર બહાર નીકળવાની જ ઇચ્છા સેવે છે, બંધનવાળું સુખ તેને પ્રિય નથી. બંધનકારી સુખ તો પાગલ જ ઇચ્છે છે.

૧૨૨

હૃદયને હિમાલય જેવો ઉપશમ રસથી તરબોળ બનાવો, સુજ્ઞાનનાં તેમાં ઝરણાં વહાવો, સુવિચારોના પવન પસારો, સદ્ગુણોના વૃક્ષો તેમાં ઉગાડો તો એવરેસ્ટ-શીખર અથવા મોક્ષ સ્થળ દૂર નથી જ. ભવ્ય અને રમ્ય દૃશ્યો ઘરમાં જ અનુભવાશે.

સરલ, અને સુકૃત્યો આચરનારો હોય છે. પિત્તલને કાટ ચડે છે. સોનુ નિર્મલ રહે છે, મહાત્માઓ વાસના-નિકટ નથી આવતા.

૧૩૪

હૃદય રંગાયા સીવાય કપડાં રંગાવાથી કંઈ જ ભલું નથી થતું.

૧૩૫

શુભ કે અશુભનો છેટો છોડીને આત્મ રમણતાજ પરમાર્થ છે.

૧૩૬

મનનો કચરો-અદબો, આત્મ-વાડીને બાળીને ખાખ કરી દે છે.

૧૩૭

શુભાધ્યવસાયોના વારિદોથી આત્મ-વાડી નવ-પલ્લવિત કરો.

૧૩૮

મોતી વીંધાઈને, ચદન ઘસાઈને, ધૂપ-સળી બળીને, મેદી વટાઈને, પુષ્પો વીંધાઈને માલા, સુવાસ, સુરભિ, રંગ, હાર બને છે. તો તું પણ દુઃખ વેઠી પરોપકાર કર

૧૩૯

શત્રુમિત્રને સમ ગણે તે સાધુ, બ્રહ્મ-ચર્ય પાળે તે બ્રહ્મ નિષ્ઠ, નિરવદ્ય વાણી વદે તે મુનિ, ઐહિકેચ્છાનો નિરોધ કરે તે તપસ્વી, અને પરિગ્રહ પરિહરે તે નિગ્રંથ કહેવાય છે.

૧૪૦

હવાહાર સ્થળોની મોજ માણવા કરતાં વ્હેલી સવારે કે મોડી રાત્રે આત્મ-ચિંતવનની મોજ માણવા જેવી છે. આ મોજ જીવન-પ્રભાત છે. પેલી મોજ જીવન-સાંજ છે.

### ૧૪૧

વિષયવાસનામાં જેનું મન લવચાય છે તેની આત્મ-સ્થિતિ ધમા-ડોળ રહે છે. નટનુ મન દોર પરથી ખસી જતાં ખેલ ખતમ થાય છે. સ્થિરના અધરા ખેલોનો જય આપે છે.

### ૧૪૨

જ્ઞાની જ્ઞાનનો આચારમાં અમલ ન કરે તો રસોઈ કરના રની જેમ સૌને જમાડે છે પણ પોતે ભૂખ્યો મરે છે.

### ૧૪૩

પોતે અવગુણી હોય છે તેથી વિશ્વપર દ્વેષ જગે છે આર સીમા જોનારો નકટો આરસી પર ગુસ્સો કરે છે. આરસી જે છે તેજ છે પોતે નકટો છે તે ભૂલી જાય છે.

### ૧૪૪

ભાવના વીનાની ભક્તિ લુખ્ખી લાગે છે, ખાડ વગરની ખીર મોળી લાગે છે. ભાવ ખાડ ભળી જતા ભક્તિ, મધુર સ્નિગ્ધ બને છે.

### ૧૪૫

આંધળા સ્પર્શ કરવાથી વસ્તુને ઓળખી શકે છે, પણ રંગ, રૂપ તો નજ કહી શકે. મોઢાપો વાતો મોટી કરે પણ સ્વરૂપ દર્શન ન કરે.

### ૧૪૬

તમ્બુરાની રમઝટ તારના સુરો જ જન્માવે છે પણ લાકડું ફાટેલુ હોય તો તાર નકામા છે, શ્રદ્ધા-ભૂમિ પોચી હોય તો મનના તાર બેસુરા વાગે છે.

૧૫૮

ભગવાન મહાવીર મહારાજાની હોસ્પીટલમાં દાખલ થનારાઓનું સંયમશસ્ત્ર વડે જન્મ મરણનું ઓપરેશન પણ થઈ શકે છે.

૧૫૯

'દયા ધર્મકા મૂળ હે' એમ બોલવા માત્રથી કે લખવા માત્રથી દયા પાળી શકાતી નથી, દયા પાળવા માટે જીવોની જાતિનું જ્ઞાન પ્રાપ્ત કરવું અતિ આવશ્યક છે. તે જ્ઞાન થયા પછી જ દયાનો સાચો સિદ્ધાંત સમજાશે.

૧૬૦

જડ પદાર્થોના સંગમાં આત્માની ઉન્નતિનો ભંગ થાય છે, કર્મનો જંગ જામે છે, અને ધર્મનો રંગ નાશ પામે છે, એમ માનનારાઓ સુજ્ઞાની છે.

૧૬૧

તન, ધન, જીવન અને યૌવનની સાચી સફલતા શણગારથી, કીર્તિથી, વિલાસોથી કે વિષયાંધતાથી નથી થવી, પરંતુ પરમાર્થ દાન, સંયમ અને બ્રહ્મચર્યથી જ થાય છે.

૧૬૨

દુનિયાની સઘળી ક્રિયાઓ કરવામાં હે ચેતન! તને કષ્ટ માલૂમ પડતું નથી; માત્ર ધર્મની ક્રિયાઓમાં જ તું કષ્ટ માને છે. આ સ્થિતિમાં જ્યાં સુધી પલટો ન આવે ત્યાં સુધી તારૂં જન્મ-મરણનું કષ્ટ કદી નષ્ટ થવાનું નથી.

૧૬૩

પ્રસંગથી પ્રાપ્ત થયેલ ધર્મને ઠોકરે મારી દૂર રહેલા પાપને

જેઓ ભેટવા જાય છે, ખરેખર તેઓની આ ચેષ્ટા ખીરને છોડી ઝેર પીવા જેવી છે.

૧૬૪

દારૂણદુ ખજનક વિષયોની કામનાને પુષ્ટ કરવા માટે ગમે તેવા દુષ્ટનો વિનય કરતાં જરા પણ લજ્જા આવતી નથી. માત્ર સુગુણી સન્તોને નમતા અકળાય છે, ખરેખર એવાજ આત્માઓ કર્મની કેદમાં જકડાય છે.

૧૬૫

ગધેડાની લાતથી સાત હાથ દૂર રહેનારા વૈભવ અને દોલત કે જે જન્મ મરણરૂપ લાત મારી ભાત કાઢી રહ્યા છે, તેનાથી દૂર રહેવાની કોશિષ આત્માઓ કેમ નહિ કરતા હોય તેજ સમજાતું નથી.

૧૬૬

આત્મસાધનામાં આડે આવનારા સ્નેહીઓ દુશ્મનની ગરજ સારે છે. આ વાત સાચા સ્નેહીઓએ વિચારવા જેવી છે.

૧૬૭

સદાચાર એજ સાચો પ્રકાશ અને દુરાચાર એજ વાસ્તવીક અંધકાર.

૧૬૮

સર્પનો ભારો માથે લઇ ચાલનારો નિશ્ચિંત રહે એ મૂર્ખ ગણાય છે પરન્તુ જે મોહના સાધનોનો સંગ્રહ કરી તેમાં રાત અને દિવસ મસ્ત બનવા છતાં નિશ્ચિંત છે તે મૂર્ખશિરોમણી ગણાય છે

૧૬૯

સંયમી જીવન જીવવા માટે સહવા પડતા અલ્પ કાયકલેશથી કંટાળનારો ભવોભવના કલેશને વહોરી લેવાની મૂર્ખતા કરે છે.

૧૭૦

સંપદા એ પૂર્વના પૂણ્યને પીંસનારી છે. જ્યારે આપદા પૂર્વના પાપને પીંસનારી છે, માટે જ એકમાં આનંદ અને બીજામા ખેદ માનવાની જરૂર નથી બન્ને સ્થિતિમા સમભાવ જાળવી રાખવા પ્રયત્ન કરો.

૧૭૧

પ્રભુના નામ વિનાનો એક પણ શ્વાસોશ્વાસ ખોશો નહિ તો કદી દુખને જોશો નહિ.

૧૭૨

પૈસાને પરમેશ્વર માનનારાનુ જીવન કદી મહાવીર પરમાત્માની આજ્ઞાને સમર્પીત બની શકતું નથી.

૧૭૩

શ્વાસ લીધા સિવાય જીવી શકાતું નથી તેમ ધર્મ સિવાય સુખી બની શકાતુ નથી

૧૭૪

જીંદગી આખી સુધરે તો આનંદની વાત છે, પરન્તુ તેમ ન બને તો તેનો થોડો ભાગ પણ સુધરી જાય તો પ્રાપ્ત થયેલા જીવનની થોડી પણ સફળતા થઈ ગણાય

૧૭૫

જગતમાં કોઈ અપેક્ષાએ સોઘામાં સોંઘી ચીજ હોય તો ધર્મ છે. અને મોંઘામાં મોઘી ચીજ હોય તો તે પણ ધર્મ જ છે.

૧૭૬

નિષ્કામ બની દેવ ગુરૂ અને ધર્મની ઉપાસના કરશો તો બધું યે મળશે. સકામસેવા બધું નહિ આપે.

૧૭૭

તપ જપ સંયમમાં કષ્ટ તો જરૂર છે પરંતુ પરિણામે સુખ પણ અપાર છે.

૧૭૮

દુનિયાના વ્યવહારોમાં પણ શ્રદ્ધાની આવશ્યકતા રહે છે, તો પછી વીતરાગકથિત તત્ત્વોમાં શ્રદ્ધા કેળવ્યા વિના કેમ ચાલશે ?

૧૭૯

લાંબુ-ચોડુ જ્ઞાન નહિ હોય તો કાંઈ નહિ સમતાને ગ્રહણ કરો અને મમતાને તિલાંજલિ આપો. બસ આટલુ કરશો તો ઘણું જ્ઞાન મેળવ્યુ કહેવાશે.

૧૮૦

સહન કરનારો એ જ સાચો વીર છે. સામનો કરવાની નિષ્ટ બુદ્ધિવાલો તો માંયકાંગલો છે.

૧૮૧

ભેંસ અગર ગધેડો તમોને લાત મારે છે ત્યારે હશે જાન-ર છે એમ કહી ઉપેક્ષા સેવો છો, તે જ મુજબ તમારૂં કોઈ અપમાન કરે અગર કાંઈ નુકશાન કરે તો તેમને પણ અજ્ઞાની ગગર [illegible] ી જતા કરો.

૧૮૨

શારીરિક રોગોને મીટાવવા માટે જેમ આ લોકની હોસ્પીટલનું શરણું શોધો છો, તેજ મુજબ જન્મ-મરણના રોગો મીટાવવા માટે પ્રભુ મહાવીર મહારાજા સ્થાપિત ધર્મહોસ્પીટલમાં પણ પેશન્ટ તરીકે દાખલ થવાની જરૂર છે.

૧૮૩

ગુરૂની પવિત્ર નિશ્રા છોડી, સ્વતંત્ર રીતે દોડી રહેનારા શિષ્યો પોતાની જાતને દુઃખમાં જોડી રહ્યા છે.

૧૮૪

પાંખ વિનાનું પક્ષી જેમ ઉર્ધ્વગમન કરી શકતું નથી તેમ જ્ઞાન આંખ વિનાનો માનવી પણ ઉર્ધ્વગમન કરી શકતો નથી.

૧૮૫

માયાના બંધનો એટલા કરડા અને કારમા છે કે શરીર બળીને ખાખ બને પણ તે બંધનો આત્માનો સાથ છોડતાં નથી.

૧૮૬

સોનાની વીંટીમાં જડાયલો હીરા જેમ શોભે છે તેમ ધર્મકર્મમાં જોડાયલું માનવજીવન પણ શોભી ઉઠે છે.

૧૮૭

વાચિક પાપને રોકવું હોય તો મૌનરૂપ તાળું લગાવો.

૧૮૮

વાણી અને વર્તનમાં વિનય અને વિવેક રાખનારાઓ વાણી અને વર્તનથી શ્રેષ્ઠ લાભ ઉઠાવી શકે છે.

૧૮૯

સજ્જન સતોની સોબત, મોહનિદ્રાની ઘેરી દશામા ફસા-
યલા આત્માઓ માટે સુંદર નોબતનું કામ કરે છે

૧૯૦

ધર્મ પ્રત્યેની ફરજને જે ખુશીથી અદા કરવા તત્પર બને
છે તેને કોઇની પણ ગરજ કરવી પડતી નથી.

૧૯૧

મહીલાઓની મધુર વાણી, મીઠી સ્નેહાલ દષ્ટિ અને કારમી
કાયયષ્ટિ, આ ત્રણે એક મ્યાનમાં રહેલી તલવાર પવવારમા
ભલભલાને અધોગતિમા પટકી નાંખતા વિલબ કરતી નથી.

૧૯૨

વિષયોના સોગવટામાં ચીકણા કર્મનો બધ કરાવનાર જો
કોઇ હોય તો તે આસકિત અને તલ્લીનતા જ છે.

૧૯૩

દર્પણ જેવા સ્વચ્છ હૈયામા જગતની સર્વ વસ્તુઓ જ
પોતાના સત્ય સ્વરૂપમા પ્રતિબિંબિત થશે

૧૯૪

ધન ઉપાર્જન કરવાની તાલાવેલી અન્ય સ્નેહોને વીસારે
પાડે છે તેજ મુજબ ધર્મની તાલાવેલી લાગે તો ધર્મ માટે
પણ સઘળુ યે વીસારી શકાય છે.

૧૯૫

ક્રોધના પ્રસંગે અને ક્રોધ ઉત્પન્ન થાય તેવા સ્થળે પણ

શાંતિ જાળવી શકો તો બહુ જ સારી વાત છે, પરંતુ તેમ નહિ કરી શકો તો તેવા પ્રસંગ અને સ્થળથી દૂર રહેજો.

૧૯૬

એંશી હાથના કૂપમાં ડુબેલાને દોરડું આપી અગ અંદર પેશીને કાઢવો સહેલ છે પરંતુ લોભ કૂપમાં ડુબેલા ઓને બહાર કાઢવાનુ કાર્ય અતિ મુશ્કેલ છે.

૧૯૭

અમાવાસ્યાની અંધકારી રાત્રિના અંધકાર કરતાં મિથ્યા ત્વનો અંધકાર અતિ ભયંકર છે.

૧૯૮

હીરામાણેક અને મોતીના બનેલા એ સાચા શણગારો નથી પરંતુ સૌજન્ય, સદાચાર અને સમતા એજ જીવનના સાચા શણગારો છે.

૧૯૯

લઘુતાથી દૂર ભાગનારાઓને પ્રભુતા કદી પ્રાપ્ત થતી નથી.

૨૦૦

પાણી વલોવવાથી જેમ માખણ નીકળતું નથી તેમ સંસારની માયામાં ફસી રહેવાથી કેવળજ્ઞાનરૂપી માખણ નીકળવાનું નથી.

૨૦૧

માનવભવ સુંદર છે એમ બોલવા માત્રથી તેની સફળતા થતી નથી. પરંતુ માયા, પ્રપચ ફૂડ કપટ, આદિ દુષ્ટ કાર્ય

ગ્રાહીને છોડી દઈ સુંદરધર્મ આરાધી તેની સફળતા કરી લ્યો. મરીને ઉંદર થયા પછી કાંઈ વળવાનું નથી.

૨૦૨

કાગળના કુસુમો સૌરભને પ્રસારી શકતા નથી તેમ કોરા ધાકોર જેવા શુષ્કપંડિતો પોતાના જ્ઞાનની અને ચારિત્રની સુગંધ જગતમાં ફેલાવી શકતા નથી.

૨૦૩

નવપદનુ રોજ ધ્યાન ધરનારો મોક્ષપદને મેળવી શકે છે.

૨૦૪

શરીરના ખાતર ધર્મને ભૂલી જનારા ગોળને ભૂલી જઈ ખોળ ખાવાની ગાંડી ચેષ્ટા કરી રહ્યા છે.

૨૦૫

વીજળીના ઝબુકે મોતી પોઈ લેવાની ક્રિયા જેમ કઠીન છે તેમ ક્ષણભંગુર માનવ દેહથી ધર્મ આરાધી લેવો મુશ્કેલ છે. છતાં અપ્રમત્ત માનવી તે પણ કરી શકે છે.

૨૦૬

પથ્યના પાલન વિના ઔષધ જોઈએ તેવો ફાયદો કરી શકતું નથી તેમ અંતઃકરણની શુદ્ધિ વિનાની ધર્મ ક્રિયાઓ સુંદર ફળ આપી શકતી નથી.

૨૦૭

સમુદ્રમાં ડુબી જવું સારૂં, અગ્નિમાં પ્રવેશ કરવો સારો પરંતુ મતનો ભંગ કરવો એ સારૂ નહિ.

૨૦૮

તમો સન્માનને ચાહો છો તો અન્યનું અપમાન કરવાનો તમોને હક નથી.

૨૦૯

સ્વરૂપહિંસા, હેતુહિંસા અને અનુબન્ધહિંસાના સ્વરૂપને નહિ સમજનારા જ શાસ્ત્રવીહિત પ્રભુપૂજા આદિ એકાંતે હિતકર અનુષ્ઠાનમાં પણ હિંસા મનાવવાનો જુઠ પ્રયત્ન કરી રહ્યા છે.

૨૧૦

જ્ઞાનની દિશા હાથ આવ્યા વિના આત્માની દશા સુધરવી અત્યંત મુશ્કેલ છે.

૨૧૧

સાચી ક્રાન્તિને સૌ કોઇ ઇચ્છે છે. ભ્રાન્તિજનક ક્રાન્તિથી સૌ કોઇ દૂર જ રહે છે.

૨૧૨

ઉદ્યમ દુઃસાધ્ય કાર્યોને પણ સુસાધ્ય બનાવે છે.

૨૧૩

ગ્રન્થોના સંચય તરફ લક્ષ્ય આપવા કરતા જ્ઞાનનો સંચય કરવા પ્રયત્નશીલ બનવું જરૂરી છે.

૨૧૪

બોલવું એ ગુન્હો નથી. પરંતુ યોગ્ય અયોગ્યનો વિચાર કર્યા વિના બકવું એ ગુન્હો છે.

૨૧૫

પલે પલે મગજનો પારો ઉંચો રાખશો તો સંસારનો આરો આવશે નહિ. અને દુર્ગતિમાં ડુચો નીકળી જશે.

૨૧૬

જિજ્ઞાસા વિનાના માનવીને વીતરાગ કથીત વાણી સંભળાવવી એ રાખમાં ઘી નાંખ્યા બરોબર છે.

૨૧૭

સુદેવ, સુગુરૂ અને સુધર્મની વફાદારી મોડા વહેલા પણ મુક્તિની યારી કરાવશે.

૨૧૮

લોકહેરીમાં પડી સિદ્ધાન્તને જો વેગળો મૂકશો તો ધ્યાન રાખજો કે આવતા ભવમાં પોક તમારે મુકવી પડશે.

૨૧૯

સુતત્ત્વોને વખોડનારો અને પ્રશંસા કરનારો એમ બન્ને વર્ગ દરેક યુગમાં હૈયાતિ ધરાવતો જ હોય છે.

૨૨૦

કુતરાની પૂંછડી જેવા વાંકા જગતને સુધારવાનો ફાંકો રાખનાર કોઇ થયો નથી, અને થશે પણ નહિ.

૨૨૧

સર્વ લોક માને તો શું અને કોક માને તો શું ? તું સત્ય સિદ્ધાન્તની પ્રરૂપણા કરવાનું કદી છોડીશ નહિ.

૨૨૨

પ્લેગ, કોલેરા આદિ ચેપી રોગની ઝેરી હવા એક વખત

મારશે પરન્તુ જમાનાની ઝેરી હવા ભવોભવ મારશે. એમાંથી કઈ હવાથી દૂર રહેવું જરૂરી છે એનો વિચાર જગતે સ્વયં કરવાનો છે.

૨૨૩

નેત્રો વિનાના માનવીને ચશ્મા નકામા છે. તેમ બુદ્ધિ વિનાના માનવીઓને શાસ્ત્ર નકામું છે.

૨૨૪

શ્રદ્ધા વિનાની ધર્મક્રિયાઓ એકડા વિનાના મીંડા જેવી, છાર ઉપર લીંપણુ જેવી અને પાયા વિનાના મકાન જેવી છે.

૨૨૫

સુખ, દુઃખ અને આનંદ શોક એ ઈશ્વરે અર્પણ કરેલા ફળો નથી પણ પુણ્ય પાપના ફળો છે.

૨૨૬

સંતપુરૂષોના વચનો સુધાથી પણ મીઠા હોય છે, પરન્તુ ધીઠા માનવીઓને તે વચનોની કિંમત નથી.

૨૨૭

પાત્ર કુપાત્રનો વિવેક રાખી આપવામાં આવતું દાન કદી નુકશાન કરતું નથી.

૨૨૮

ધર્મ માટે ધન કમાવાની ઇચ્છા તો પગને કાદવથી ખરડ્યા પછી ધોવા જેવી ગાંડી ઇચ્છા ગણાય

૨૨૯

જૈનશાસ્ત્ર, પુણ્યોદયથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો સદુપયોગ

કરવાનું શીખવે છે. ધર્મ માટે ધન કમાવવાનુ જૈન શાસ્ત્રમા ફરમાન નથી.

૨૩૦

ન્યાયથી ધન કમાવવા માટે પ્રથમ કષ્ટ માલૂમ પડશે પરન્તુ તે કષ્ટને ધીરજપૂર્વક સહન કરી લેશો તો ન્યાય ઉપાર્જિત ધનથી થતા લાભો પણ તમોને સ્પષ્ટ માલૂમ પડશે

૨૩૧

જુઠ બોલ્યા સિવાય સંસાર ન ચાલે એમ બોલનારાઓ સત્ય મતની કીંમતને સમજ્યા જ નથી

૨૩૨

સત્યવાદીઓને શોષવું પડશે પરન્તુ તેમનો સત્યવાદ તેમના જીવનને આબાદ બનાવશે

૨૩૩

સંપત્તિને વિપત્તિ માનનાર અને વિપત્તિને સંપત્તિ માનનાર આત્માની અખૂટ સંપત્તિને પ્રાપ્ત કરી શકશે.

૨૩૪

શરીર સ્વાસ્થ્ય કરતા આત્માના સ્વાસ્થ્ય તરફ દક્ષ મનુષ્યો વધુ લક્ષ આપે છે.

૨૩૫

અંતરંગ સુખોની અવગણના કરી બાહ્ય સુખો માટે ફાંફા મારનાર બહિરાત્મા ગણાય છે

૨૩૬

ઇષ્ટ વસ્તુની સિદ્ધિ નહિ થતી હોય તો તેનુ સત્ય કા શુ છે તે શોધો. માત્ર માથાકુટ કરવાથી કાઇ વળવાનું

૨૩૭

ઇષ્ટ વસ્તુના વિયોગમાં અને અનિષ્ટ વસ્તુના સંચોગમાં સમભાવ રાખનારો ભવોભવમાં ફીસ્ટ ઉડાવતો રહે છે.

૧૩૮

બંધનને સમજ્યા વિના મુક્તિની કામના જાગતી નથી.

૨૩૯

ખોટા આડંબરથી પૂજાવાની દુષ્ટ ભાવના કદી કરશો નહિ. આડંબરના પોલા ઢોલને ફુટી જતા વાર નહિ લાગે.

૨૪૦

જેના જીવનમાં ધર્મ ગ્રહ છે, તેને અન્ય કુગ્રહો કાંઇ નુકશાન કરતા નથી

૨૪૧

કાણા વિનાની નાવ હોય અને સાચો સુકાની હોય, તો ઉતારૂ કીનારો ન દેખે એમ બને જ નહિ.

૨૪૨

આત્માને જન્મ મરણમાંથી મુક્ત કરવો એજ સાચી આઝાદી.

૨૪૩

જન્મદાતા માત-પિતાનો વિનય નહિં સાચવનારો દેવગુરૂનો વિનય શી રીતે સાચવી શકવાનો છે ? સંસારમાં ઉચ્ચ સંસ્કારે જીવનારો માનવી સંત બન્યા પછી જગત ઉપર ઓર પ્રભાવ પાડી શકે છે.

૨૪૪

ત્યાગી મુનિવરોની છાયા સંસારની કારમી માયામાંથી હઠાવી મોડા વહેલા મુક્તિપદને અર્પે છે.

૨૪૫

ઉચ્ચ કક્ષાએ પહોંચેલા મહાત્માઓના જીવન ચરિત્રનું વાચન-મનન ગમે તેવી હલકી કોટીના મનુષ્યને ઉચ્ચ કક્ષામાં લાવી શકે છે.

૨૪૬

નમ્રતાથી અહંકારને, ક્ષમાથી ક્રોધને, સરળતાથી માયાને અને સંતોષથી લોભને જીતી શકાય છે.

૨૪૭

કાયા કોટડીની સારવારમાજ જો જીંદગી ખતમ કરશો તો ગર્ભની અંધારી કોટડીમા વારવાર પુરાવાની ઘોર વેદનાનો અંત આવવો મુશ્કેલ છે.

૨૪૮

ભાડુતી ઘરને ખાલી કરવાનો પ્રસંગ આવતા જેમ ભાડુતને ચિન્તા થતી નથી તેજ મુજબ જીવને પણ પોતાના ભાડુતી દેહને છોડતા જરાપણ ખેદ થવો ન જોઇએ.

૨૪૯

ચાલતી ગાડીમા બેસી જઇ બધામાજ હાજી હા ભણનારા આખણ્ડદાસની વાણી ઉપર જો વિશ્વાસ રાખશો તો જગતના દાસ બન્યાજ કરવું પડશે

૨૫૦

હિતકર, મિત, અને પ્રિય હોય એનુંજ નામ તેવુંજ વચન બોલવા ઉપયોગ રાખવો.

૨૫૧

એકાન્ત સેવવાનો આગ્રહ સૌ કોઇ માટે હિતકર નથી. દાન્ત આત્માઓનો માર્ગ જુદો છે.

૨૫૨

ચિન્તાગ્રસ્ત આત્માઓએ ચિન્તા દૂર કરવા માટે આપઘાત કરવો યોગ્ય નથી પરન્તુ કર્મઘાત કરવા કમર કસવાની જરૂર છે.

૨૫૩

દુનિયાની ચોવટ છોડી દઇ આત્માની ચોવટ કરતા શીખો જેથી ભવાવટે પડવાનો પ્રસંગ બંધ થાય.

૨૫૪

શુભ ચિન્તવન કરનારા મહાનુભાવો જાગતા સારા તેથી વીપરીત વર્તન કરનારા ઉંઘતા રહે એ ઇચ્છવા જોગ છે.

૨૫૫

રત્ન, હીરા અને પન્ના એ તો પત્થરની જાતિ છે. એનોજ સંગ્રહ કરવામાં મશગુલ બની દર્શન-જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નની અવગણના કરશો તો આવતા ભવમાં પત્થર સાથેજ માથું ફોડવું પડશે.

૨૫૬

હીરાની કીંમત ભીલ નહિ આંકી શકે તેથી હીરાની કીંમત ઓછી થતી નથી. તેજ મુજબ મૂર્ખાઓને વિદ્વાનજનોની કીંમત ન હોય તેથી તેમની કીંમત જરા પણ ઓછી થતી નથી.

૨૫૭

વૃક્ષની છાયા પણ મુસાફરને ઘડીભર શાન્તિ અર્પી નિશ્ચિત

બનાવે છે. તો પછી ધર્મની છાયા સંસારના મુસાફરોને શાશ્વત શાન્તિ અર્પી હંમેશના માટે નિશ્ચિન્ત કેમ ન બનાવે ?

૨૫૮

સ્વચ્છન્દી, અભિમાની અને ન ફકરા આત્માઓને વડીલોનો બંધન અને પરતન્ત્રતા પસંદ આવતી નથી.

૨૫૯

ગુરૂકુલવાસને છોડી દેનારા પોતાના હાથે જ સદ્‌ગતિના પુલને તોડી દુઃખોની ચુલમા પડવાની અજ્ઞાન ચેષ્ટા કરી રહ્યા છે.

૨૬૦

વચન જો તોલીને બોલશો તો બોલીને ફરી જવાનો પ્રસંગ આવશે નહિ.

૨૬૧

જે શાસ્ત્રમાં પોતે નિષ્ણાત નથી તેમાં પોતાનું ડોઢડહાપણુ કરનારા માટે "કુંભાર કરતા ગધેડા વધુ ડાહ્યા હોય છે" એ કહેવત પ્રચલીત થઈ હોય એમ લાગે છે.

૨૬૨

કોઇને પણ કલેશ થાય એવી વાણી બોલવા માટે પાણી મુકશો તો જ ખરા નાણી કહેવાશો.

૨૬૩

જલથી ભરેલા માટીના કાચા ઘડાના દૃષ્ટાંતથી આપણી કાયા પણ તેવી જ છે, એ સૌ કોઇએ ઘડો લેવો જોઇ

૨૬૪

શું તને મૃત્યુ સાથે મૈત્રી છે? અગર તો તારી પાસે કયારે આવશે તે જાણવા માટે કોઇ વિશિષ્ટ જ્ઞાન છે? જવાબ નકારમાં હોય તો આજનું કામ કાલ ઉપર શું રાખે છે?

૨૬૫

આદર્શ ભાવનાઓ જીવનને આદર્શ બનાવી શકશે.

૨૬૬

દુનિયાની અટવીમાં ભૂલો પડેલો સાચું પૂછીએ ભૂલેલો ન ગણાય. સંસારઅટવીમા ભૂલો પડેલો એ જ ભૂલો પડયો ગણાય.

૨૬૭

તું તારી પ્રવૃત્તિથી કોઇના પણ જીવનમાં અશાંતિ નહિ કરે તો તારા જીવનમાં અશાંતિ રહેશે જ નહિ.

૨૬૮

દેહરાજની પેઢી માટે લક્ષ્ય આપવા કરતા જીવ પેઢી ઉપર વધુ લક્ષ્ય આપશો તો જન્મ મરણની બેડીને વિલંબ નહિ થાય.

૨૬૯

પરાધીન બનીને તો આખી દુનિયા દુઃખને સહીએ સ્વાધીન બનીને સહન કરનારાઓની જ બલીહારી છે.

૨૭૦

હંસને મોતીનો ચારો પસંદ પડે છે, ડુક્કરને વિષ્ટા

આવે છે તેજ મુજબ સજ્જનોને ગુણ ગ્રહણ કરવાનું અને દુર્જનને અવગુણ ગ્રહણ કરવાનું પસંદ પડે છે.

૨૭૧

સ્વાદિષ્ટ સાકર પણ ગધેડાને નુકશાન કરનારી થાય છે. તેમ ધર્મની સુંદર ક્રિયાઓ પણ અયોગ્ય આત્માઓને નુકશાન કરનારી નીવડે એમાં આશ્ચર્ય નથી.

૨૭૨

અભિમાની માનવીઓ અન્યને અલ્પજ્ઞ સમજે છે અને પોતાને સર્વજ્ઞ માને છે.

૨૭૩

વીતરાગ દેવનું અને નિર્ગ્રન્થ (ત્યાગી) ગુરૂઓનુ પૂજન, સ્તવન અને વંદન કર્મનું નિકંદન કાઢવા સમર્થ થાય છે.

૨૭૪

માયાવીઓ અને ધર્મીઓની સત્કાર કે નમસ્કારની ક્રિયાનો અભિનય એક સરખો હોય છે, પરંતુ બન્નેના આશયો ભિન્ન હોય છે.

૨૭૫

કલ્યાણની કેડી પ્રાપ્ત થયા પછી જન્મ મરણની બેડી તોડવા માટે અને શીવ લેડી (સુંદરી) વરવા માટે તે કેડી ઉપર ચાલવાનો ઉદ્યમ જરૂર કરવો પડશે.

૨૭૬

જ્યાં છો ત્યાં બેસી રહેજો પરંતુ ઉન્માર્ગ પર ચાલવાની ઉતાવળ કરશો નહિ.

૨૭૭

ડહાપણનો ડોળ પીજો પરંતુ દોઢડહાપણનો ડોળ પીને શેઠ જેવા બનશો નહિ

૨૭૮

સરલ અને સત્યાગ્રહીઓની સાથેની ધર્મચર્ચાઓમાં કંઈ મરચા ઉડતા જ નથી.

૨૭૯

જનરંજન માટે અપાતો ઉપદેશ અગર કરાતો ધર્મ જે: જોઈએ તેવું ફળ આપી શકતો નથી.

૨૮૦

ઘરની શોભા ફરનીચર નથી પરંતુ વિવેકી ગૃહીણી છે.

૨૮૧

હાથનું ભૂષણ હેન્ડવોચ નહિ પણ દાન છે, કંઠનું ભૂષણ સો તોલાના સોનાનો કંઠો નહિ પણ સત્યવચન છે.

૨૮૨

જૈન સંતાનો દુરાચારરૂપ કંતાનનો ઝભ્ભો પહેરનારા નથી હોતા પરંતુ સદાચારરૂપ રેશમી વસ્ત્રોથી વિભૂષિત હોય છે.

૨૮૩

કાદવ અને પાણીમાં ઉત્પન્ન થઈને કમલ જેમ અલગ રહે છે તેમ સંસારમાં રહેનારો આત્મા પણ માયાના બંધનમાં હોવા છતાં ભાવથી ન્યારો રહી શકે છે.

૨૮૪

સંપત્તિમાં દિવસમાં દશ આંટા મારનારો અને વિપત્તિમાં ...ી પણ દર્શન નહિ આપનારો સાચો સ્નેહી ન ગણાય.

૨૮૫

સરોવર સાથે સાચી પ્રીતિ કમલની હોય છે. તેમાંનું જલ ...ાઈ જતા પોતે પણ સુકાઈ જાય છે. જ્યારે બગલાભાઈ ...થી છુચક્કર થઇ જાય છે. સ્વાર્થી આત્માઓની બગલા ...ી દશા હોય છે.

- - ૨૮૬

ધીરજ અને સહનશીલતા ગમે તેવી ગુંચને ઉકેલી શકે ... માટે બધું જાય તો જવા દેજો પણ એ બે વસ્તુને સાચવી રાખશો.

૨૮૭

કુસમની સાથે કીસમની પણ જરૂર રહે છે. કીસમત ...નો માનવી કુંદન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશે પરન્તુ માટી ...માં આવશે.

૨૮૮

આશાઓનો અંત આવવાનો નથી પરન્તુ જીવનનો અંત ...શે. માટે ખોટો તંત છોડી દઈ સન્તને ભજો અને આશા ...ને તજો.

૨૮૯

પાડોશીને સુખી જોઈ તેની ઇર્ષ્યા કદી કરશો નહિ તે સુખી ...

૨૯૦

તારી ઋદ્ધિ, સિદ્ધિ કે સત્તાનો ઉપયોગ કોઈને કચડી ન ખવામાં નહિ કરતાં સૌના દુઃખોને કચડી નાંખવામાં કરજે.

૨૯૧

બારી બારણા જે મકાનના બંધ છે તે મકાનમાં કચરો ઓછો પેસે છે. તે જ મુજબ પ્રતિજ્ઞાથી જેના પાપદ્વાર બંધ થયા છે તેના જીવનમાં પણ કર્મકચરો અલ્પ પેસે છે.

૨૯૨

લાકડીનો ટેકો જેમ વૃદ્ધ માણસોને ચાલવામાં મદદ કરે છે. તેમ સામાન્ય વ્રત પચ્ચખ્ખાણ પણ માનવીને સદ્ગતિ તરફ ધપાવવા મદદ કરે છે.

૨૯૩

જેની ઉત્પત્તિ છે તેનો નાશ પણ છે.

૨૯૪

દાન શક્તિ મુજબ આપો પણ માનથી આપો તેમા જરા પણ અપમાન કે તિરસ્કાર ન હોવો જોઇએ.

૨૯૫

આશય ઉચ્ચ રાખો તો જીવન પણ ઉચ્ચ બનશે.

૨૯૬

શીલવ્રત એ વારસામાં નથી મળતું. પરન્તુ એ સુસંગતનું ફળ છે. પૂર્વકૃત પુણ્યની એ પ્રસાદી છે.

૨૯૭

વિષયો પાછળ થતો દ્રવ્યનો વ્યય આત્માના ગુણોનો ક્ષય કરનાર છે. આવતા ભવમાં દુર્ગતિનો ભય ઉત્પન્ન કરનાર છે.

૨૯૮

પરમાર્થ કરવાનું વ્યસન રાખશો તો પરમ પદાર્થ (મોક્ષ) મળતાં વાર નહિ લાગે અને વ્યસનને (કષ્ટ) ટળતાં વિલંબ નહિ થાય.

૨૯૯

લક્ષ્મી ખર્ચીને જે. પી. ની પદવી પ્રાપ્ત કરવાની લાલસાવાળા આવતા ભવમાં હેપી (સુખી.) બનવા માટે સુપાત્રમાં કાંઈ આપવાની વાત થાય ત્યારે ઘસીને ના પાડે છે. જ્યારે લૌકિક કાર્યોમાં હસીને આપે છે.

૩૦૦

બુદ્ધિ પ્રાપ્ત થઈ હોય તો આત્મશુદ્ધિ થાય તે માટે તેનો સદુપયોગ કરો.

૩૦૧

ગુરુનો સહવાસ ભવવાસને નાશ કરનારો થાય છે. જ્યારે દુર્જનનો સહવાસ આત્માના ગુણોનો નાશ કરનાર થાય છે.

૩૦૨

શુભ ધ્યાનમાં મસ્ત રહેનારાને, સ્થાનની, માનની અને તનની જરા પણ પરવા હોતી નથી. પૌદ્ગલિક વસ્તુની પરવા ચોરાશી લાખ યોનિમાં ફરવા માટે થાય છે.

૩૦૩

ભણવામા અને ગણવામા ફેર છે માટે જ ભણ્યા પણ ગણ્યા નહિ એમ કહેવાય છે તે સાચું છે. માત્ર ભણેલો માણસ કોઇ વખત ભગાના ભાઈ જેવું કરી બેસે છે.

૩૦૪

સો મણ દૂધમા ધોયેલા કોયલા ઉજળા થતા નથી તેમ સો વર્ષ સુધી સતોની સોબતમા રહેનારા અયોગ્ય આત્માઓ કદી સુધરી શકતા નથી

૩૦૫

ધનસંચય કરતા ધર્મસંચય તરફ વધુ ખ્યાલ રાખો. કારણ કે ધનને અપાવનાર જ ધર્મ છે પિતા હશે તો પુત્ર પેદા થશે

૩૦૬

શિષ્ટ પુરૂષોની પાછળ વિના સમજ્યે ચાલનારાને અંધ શ્રદ્ધાળુ કહેવામા આવે છે. પરંતુ શ્રદ્ધાવિહીન આત્માઓ કરતા તે લાખ દરજ્જે ઉંચા છે.

૩૦૭

શ્રેષ્ઠ વિચારો, શ્રેષ્ઠ આચારને જન્મ આપે છે, માટે આચાર નહિ પળાય તો વિચાર તો ઉમદા જ રાખશો.

૩૦૮

અન્ય મોસમો મળશે પણ માનવજન્મની મોસમ પુનઃ પુનઃ મળવી મુશ્કેલ છે.

૩૦૯

તક હાથમાંથી ગયા પછી સઘળી રકઝક નિષ્ફળ છે. માટે હકને જતો કરજો પણ ધર્મની તક જતી કરશો નહિ

૩૧૦

અગણિત ઋદ્ધિસિદ્ધિના માલીકો ખાલી હાથે વિદાય થયા, તું આ સંસારથી વિદાયગીરી લેઈશ ત્યારે તે વસ્તુઓ શું તારી સાથે આવશે એમ માને છે? જો તું એમ માનતો હોય તો શીંત ભૂલે છે.

૩૧૧

જગતમાં મરણ જેવી ચીજ ન હોત તો તરણક્રિયાનું શિક્ષણ વા ખાતું હોત

૩૧૨

સુખ સમયમા છકી જવું નહિ અને દુઃખમા હિંમત હારવી નહિ એ નીતિ ઉરમા ઉતારશો તો સંસારના પૂરમા તણાઇ જવાનો પ્રસંગ આવશે નહિ.

૩૧૩

કર્મ સત્તા પાસે ગમે તેવી ઉન્મત્ત સત્તાઓ પણ બકરી જેવી ગરીબ બની જાય છે.

૩૧૪

વાણી કલેશની હોળી સળગાવે છે, વાણી જ બુઝાવે છે વાણી જ મુંઝાવે છે, વાણી જ સન્માર્ગને સુઝાવે છે, વાણી જ પાપથી ધ્રુજાવે છે. વાણીથી બધુયે થાય છે માટે સૌનું અને તમારૂં ભલું થાય એવી વાણી બોલવા ખ્યાલ રાખવો.

૩૧૫

દરેક વસ્તુ માટે મર્યાદાની સંપૂર્ણ આવશ્યકતા છે. મર્યાદાના અભાવમાં અસ્તવ્યસ્તતા, અવ્યવસ્થા, બખેડા અને અનિયમિતતા ઉભી થવાનો ભય રહે છે. માટે મર્યાદાને તોડવાનું સાહસ કરવું નહિ.

૩૧૬

સંતતિને સંસ્કારી બનાવવા માટે મા-બાપે તથા તેમના વાલીઓએ પ્રથમ પોતાના જીવનને સંસ્કારી બનાવવાની જરૂર છે.

૩૧૭

ઇર્ષ્યા, માયા, દ્વેષ, ઠગવિદ્યા, છેતરપીંડી આદિ વ્યંતર-વ્યંતરીઓને દૂર કરવા માટે પ્રભુની વાણીરૂપ મરચાનો ધૂમાડો રોજ લેવાની આદત રાખો. એટલે કર્મનો ધૂમાડો જ નીકળી જશે.

૩૧૮

મારે શું કરવાનું છે ? હું શું કરી રહ્યો છું ? કરવા લાયક કેટલું કર્યું ? નહિ કરવા લાયક કેટલુ કર્યું ? શક્ય અનુષ્ઠાનો પણ હું કેમ નથી કરતો ? ક્યાંથી આવ્યો છું ? ક્યાં જવાનું છે ? આદિ વસ્તુઓના વિચાર કરવામાં પ્રયત્નશીલ બન; જેથી દુન્યવી અશુભ વિચારો આપોઆપ પલાયન થઇ જશે.

૩૧૯

ખેડૂતો પણ કાળી જમીનમાં પ્રથમ વાવે છે. તું પણ શુભ ક્ષેત્રોને પીછાણી તારૂં ધન ત્યાં વાવ, પણ વાવવાનો વિવેક ભૂલ્યો તો ખેડૂત કરતાં પણ તારી બુદ્ધિ ઉતરતી છે એમ જરૂર માનજે.

૩૨૦

અન્યોના પરોપકારમા સ્વાર્થ પણ હોય અને નિ સ્વાર્થતા પણ હોય છે પરતુ વીતરાગ પરમાત્માનો જગત ઉપર થતો ઉપકાર કેવળ નિ સ્વાર્થ બુદ્ધિથી જ હોય છે

૩૨૧

તરવાના શાસ્ત્રકારોએ અસખ્યાતા યોગો બતાવ્યા છે એમાથી થોડાક તો સ્વીકારો નહિ તો મરવાના તો જરૂર છો

૩૨૨

ધર્મકર્મ કરવા માટે શારીરિક નબળાઈ કરતા માનસિક નબળાઇ મોટો અતરાય નાખે છે માટે મન મજબૂત બને એમ પ્રયત્ન કરો.

૩૨૩

દિવસ પછી રાત અને રાત પછી દિવસની માફક સુખ પછી દુ ખ અને દુ ખ પછી સુખની ઘટમાળ જગતમા ચાલુ જ હોય છે કોઈ પણ સ્થિતિમા મુઝાઈ મરવાની જરૂર નથી

૩૨૪

એક શ્વાસોશ્વાસ પણ પ્રભુના નામ વિનાનો ન જવા દેવો એ જ સમયનો સાચો ઉપયોગ છે "ટાઇમ ઇઝ મની" બોલનારાઓએ એ માટે ખાસ ખ્યાલ રાખવાનો છે

૩૨૫

આત્માનું વચન ન થાય એવું વાચન વાચો

૩૨૬

તૃષ્ણાને માર્યા સિવાય તમારૂં મરણ કદી હઠશે નહિ

૩૨૭

ક્ષણભંગુર જીવનથી ક્ષણ વિનાશી પદાર્થો મેળવવા માટે ધમપછાડા કરવા કરતા અવિનાશી ધર્મ મેળવવા પ્રયત્ન કરો જેથી સંસારમા વારંવાર પછડાવાનું બંધ થાય.

૩૨૮

ચમાર પાસે હજુએ પવિત્રતાની આશા રાખી શકાય પણ ગમાર પાસે ધર્મની કીંમત અંકાવવાની આશા રાખવી વ્યર્થ છે.

૩૨૯

કોડી માટે ધર્મને છોડી દેનારની કીંમત કોડી જેટલી પણ નથી, કોડીને છોડી આત્માને ધર્મમા જોડી દેનારાઓ રાજ-રાજેશ્વર અને દેવેન્દ્રોથી પણ પૂજાય છે.

૩૩૦

પ્રભુતા પ્રાપ્ત કરવી હોય તો લઘુતા રાખવામાં પાછી પાની નહિ કરશો.

૩૩૧

દુઃખીઓને જોઇને જેમનું હૃદય રડતું નથી. તે હૃદય પત્થર કરતા પણ વધુ કઠીન છે.

૩૩૨

અન્યને પણ ઠગાય નહિ તો પછી વિશ્વાસુને તો ઠગાય જ કેમ ? બગભગતો આ વાત ધ્યાનમા લેશે કે ?

૩૩૩

પશ્ચાતાપ એવી ચીજ છે કે ગમે તેવા પાપીઓનો પણ મોડો વહેલો ઉદ્ધાર કર્યા સિવાય રહેતો નથી.

૩૩૪

કાળામાથાના માનવી માટે કાંઈ જ દુષ્કર નથી દુષ્કર એ શબ્દ મોટે ભાગે કાયર આદમીઓના શબ્દકોષમાં માલૂમ પડે છે.

૩૩૫

પરતંત્રતા પસંદ નથી છતાં આત્મા વધુને વધુ પરતંત્રતાની સાંકળથી જકડાતો જાય એવી અધમ કાર્યવાહી પણ છોડવી પસંદ નથી તો પછી પરતંત્રતા હટે કેવી રીતે?

૩૩૬

સાત વેંતના બધા માણસો છે પણ કીંમત અક્કલથી અંકાય છે કોરા કાગળ બધા સરખા છે પણ તેમાં લખેલા આંક પ્રમાણે તેનુ મૂલ્ય થાય છે.

૩૩૭

એકેન્દ્રિય ગણાતા શુષ્કવૃક્ષને જોઇને પણ પંચેન્દ્રિય માનવી વૈરાગ્યને પામે છે. ગમે તેવું નિમિત્ત પણ ભાગ્યશાલીને સુદર અસર નીપજાવે છે

૩૩૮

દેવ, ગુરૂ અને ધર્મની ઉપાસના એ તો એક આર્યસંસ્કૃતિનો અનાદિ કાળથી ઉતરી આવેલો વારસો છે.

૩૩૯

જીનવાણીનો તિરસ્કાર એ શિવરાણીનો તિરસ્કાર છે. અસલ તે અસલ અને નકલ તે નકલ એ કહેની સાચી છે.

૩૪૦

દ્રવ્ય ચારિત્રની 'આવશ્યક્તાને સ્વીકારનારાને અને ભાવ

ચારિત્રને ધારણ કરનારાને ગમે ત્યાં ગમે તે વેષમાં કેવળજ્ઞાનની પ્રાપ્તિ સુલભ છે.

૩૪૧

આધ્યાત્મિક જ્ઞાન પાસે દુનિયાનું સઘળું સુખ તિલમાત્ર છે.

૩૪૨

ઘણું વાંચ્યું અને ઘણું સાંભળ્યુ એમ બોલનારાને પૂછી જોશો કે અમલમાં કેટલું મૂકયું ? અમલ સિવાય સમલ આત્મા કદી નિર્મલ બની શકવાનો નથી.

૩૪૩

કાર્યના આરંભમાં જે ઉત્સાહ રાખો છો તે ઉત્સાહને અખંડિત રાખશો તો આરંભેલા કાર્યો અધૂરા નહિ રહેશે.

૩૪૪

અણાહારીપદની પ્રાપ્તિની અભિલાષાથી કરવામાં આવતો તપ સંસારની લપ, ઝટ દૂર કરી શકે છે.

૩૪૫

કડક પણ સાચો ઉપદેશ શિવપુરની સડક ઉપર બેધડક ચઢાવતો હોય તો સજ્જનોએ વધાવી લેવો જોઇએ.

૩૪૬

સ્વસ્તુતિ અને પરનિંદા એ બન્ને કામો સજ્જનો માટે ત્યાજ્ય હોવા જોઇએ.

૩૪૭

તમો તમારા આત્માને જ ઓળખો. અન્ય તમોને ઓળખે અને તમો અન્યને ઓળખો એ પંચાતમાં પડવાની જરૂર નથી.

૩૪૮

તમારા આત્માના જેવો જ અન્યના આત્માને જોતા શીખશો તો તમારા તરફથી અન્યો માટે થતી પ્રતિકૂળ પ્રવૃત્તિ આપો-આપ અટકી જશે.

૩૪૯

મૃત્યુની કારમી નોબત સૌના શીરે ગગડી રહી છે. માટે જ સન્તોની સોબતમાં આવી પરભવ સુધારી લેવાની જરૂર છે.

૩૫૦

માનવ બન્યા પછી પણ માનવતા નહિ લાવો અને દાનવતાને તિલાંજલિ નહિ આપો તો તમારામાં અને પશુમાં ઝાઝો તફાવત નથી એમ નક્કી માનજો.

૩૫૧

સગવડની જ શોધ કરનારાઓને પૂર્વ પુણ્યોદયથી કદાચ મલી રહેશે પરન્તુ આવતા ભવમાં કઇ ઘણી અગવડો વેઠવી પડશે તેનો પણ સાથે જ ખ્યાલ કરી લેવો ઘટે છે.

૩૫૨

સાપના રાફડા આગળ વસવું સારૂં પરન્તુ પાપના પોટલા બંધાવનારા દુષ્ટ મિત્રોના સમાગમમાં ફસવું સારૂં નહિ.

૩૫૩

સ્વમાતા, સુતા કે બેન સાથે પણ એકાન્તમાં વસવાથી સદાચાર જોખમાય છે.

૩૫૪

અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને નિઃપરિગ્રહતા આ ધર્મબાગના સુગંધી પુષ્પો છે.

૩૫૫

હુંડા અવસર્પીણીએ, દુષમકાલે અને ભગવાનની જન્મ રાશિમા સંક્રાન્ત થએલા ભસ્મરાશિ નામના ગ્રહે જીવોની ધર્મ ભાવનાને ભસ્મીભૂત કરી જીવોને ભૂતના જેવા રખડતા કરી મૂક્યા છે.

૩૫૬

ગુણવિહીન આત્માઓને જોઈ રોષ નહિ કરશો પરન્તુ તેઓ પણ ગુણનાં ભંડાર બને એવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરશો.

૩૫૭

પારકાના મર્મને પ્રગટ કરનારો પ્રગટ નહિ પણ ગુપ્ત ચંડાળ કહેવાય છે.

૩૫૮

સંયમના પ્રેમીથી યમરાજા દૂર ભાગે છે.

૩૫૯

સૂતવાલી સોય ખોવાઇ જશે તો જલ્દી હાથમાં આવશે તેમ જેમનુ જીવન, સૂત્રના વાંચન મનનમા પરોવાયેલુ હશે તો તે જીવનને પણ શિવસુંદરી હાંથમા આવતાં બહુ વિલંબ નહિ થાય.

૩૬૦

તે ઉપદેશકોની શ્રોતાજનો ઉપર સુંદર અને સચોટ અસર થાય છે કે જે ઉપદેશક પોતે આપેલા ઉપદેશનું પાલન કરવામાં જરાપણ કસર રાખતો નથી.

૩૬૧

સભાની યોગ્યતા જોઇને ઉપદેશ આપવો એ જરૂરી છે પણ

સભાને રૂચે એમજ બોલવું સૌ રાજી રહે એવોજ ઉપદેશ આપવો એ સ્વપરનું નુકશાન કરનારી અજ્ઞાનચેષ્ટા છે.

૩૬૨

સંસારમાં છો ત્યાં સુધી કોઇ કોઈ અપેક્ષાએ અધુરા જ રહેવાના. પૂર્ણતા પ્રાપ્ત કરવી હોય તો શૂરા બની મોક્ષમાં જવાની કાર્યવાહી કરો. ત્યાં બધા જ સરખા છે.

૩૬૩

દરેક ક્રિયામાં સુભાવની જ પ્રધાનતા રહેલી છે.

૩૬૪

ભાવ વિનાની ક્રિયા સુંદર ફળ નથી આપી શકતી.

૩૬૫

માછીની જાળમાં ફસાયલું માછલું એક વખત મરે છે. જ્યારે દૂર્જનોની વાગ્જાળમાં ફસાયલા માનવમાછલાઓ અનંતા મરણને પ્રાપ્ત કરે છે.

૩૬૬

જરા (વૃદ્ધાવસ્થા) નહિ આવે તે પહેલાં ધર્મ કરવામાં ત્વરા (ઉતાવળ) કરવાની જરૂર છે.

૩૬૭

દાનરૂપી દોરડાથી સુસ્કેટાટ બાંધેલી લક્ષ્મી તમારી [illegible]
જરા પણ [illegible] ગોંધી રાખેલી લક્ષ્મી તમોને દુ.
ગોંધી રૂ[illegible]

૩૬૮

ધર્મની પ્રભાવનાના કારણભૂત ધર્મ મહોત્સવો જે મને ખુંચે છે તેઓ ઉંચે આવવા મુશ્કેલ છે.

૩૬૯

જીવન મળવું મુશ્કેલ નથી. પરંતુ વીતરાગ પ્રણીત ધર્મથી ઓતપ્રોત બનેલું જીવન તો અનંતકાળના પરિભ્રમણ પછી કોઈક વખત જ થાય છે.

૩૭૦

પવિત્ર ચારિત્ર એ જ માનવજીવનનો ઉજ્જવલ ઇતિહાસ છે.

૩૭૧

પુણ્યરૂપ મોંઘા મૂલથી ખરીદેલી આ માનવ જીંદગીને ધૂલ-ધાણી કરી નાંખનારાઓ સાચા નાણી નથી.

૩૭૨

શરીર ઉપર અને કપડા ઉપર લાગેલા ડાઘો દૂર કરવા જેમ જેમ પ્રયત્ન કરશો અને આત્માના ડાઘોની ઉપેક્ષા કરશો તેમ તેમ મોક્ષમાર્ગ આઘો થતો જશે.

૩૭૩

દેવગુરુનો ગુલામ બનીને રહેનારો જગતનો ગુલામ કદી બનતો નથી.

૩૭૪

રાગની આગ આત્મગુણોના બાગને સળગાવી મૂકે છે. માટે જાગ અને તેથી દૂર ભાગ.

૩૭૫

ધર્મના મર્મને નહિ સમજનારા ધર્મના નામે જ અધર્મ કરી બેસે છે.

૩૭૬

પ્રભુ ભક્તિમાં લીન બનનારાનું અધ્યાત્મ જીવન પીન બને છે.

૩૭૭

ધર્મને ભૂલી જનારા ફાંકડઓને ક્યાં ખબર છે કે આવતા ભવમાં રાંકડા બનશું કે માંકડા બનશું ત્યારે જંપીને બેસવાનો વખત નહિ આવે.

૩૭૮

જે જીવનમા ખટપટની અને લટપટની ધમાલ નથી તે જીવન કમાલ બની મુક્તિ તરફ ફાલ લગાવી શકે છે.

૩૭૯

જેણે પોતાના જીવનમાં ધર્મને પેસવા દીધો નથી, કોઇને જંપીને બેસવા દીધા નથી તેના જીવનમાં સુખ પણ પ્રવેશ કરતાં વિચાર કરે છે.

૩૮૦

જે આત્માઓ આગમશાસ્ત્રને ભણે છે તે જ પોતાના કુવિચારોને હણે છે.

૩૮૧

લાચાર બનીને બધું છોડવું પડે છે. બધુંયે સહન કરવું પડે છે તો પછી બહાદૂર બનીને શા માટે નથી કરતા ? જેથી આવતા ભવમાં લાચાર બનવાનો પ્રસંગ જ ન આવે.

૩૮૨

પોતાને મરવાનું પસંદ ન હોવા છતાં અન્યોને મારવાનું દુષ્ટ કૃત્ય કરનારાઓને નાલાયક વિશેષણથી નવાજવામાં શો વાંધો છે ?

૩૮૩

ધર્મી કહેવડાવવું સહેલું છે પણ ધર્મી બનવું અતિ કઠીન છે.

૩૮૪

કોઇ તમોને અધર્મી કહે તો તમોને પસંદ નથી પડતું તો ધર્મી બનવાનું શા માટે પસંદ નથી કરતા ?

૩૮૫

કંજુસાઈ એ અવગુણ છે, જ્યારે કરકસર એ ગુણ કહેવાય છે.

૩૮૬

જીવનને આબાદ બનાવવું હોય તો માત્ર પ્રમાદ છોડો કારણ કે જીવનને બરબાદ કરનારો એજ મહાશત્રુ છે.

૩૮૭

કર્મ કપાય તો જ સંસારથી રસ્તો મપાય.

૩૮૮

સંસારની માયાનું ઘેન જ્યાં સુધી જાય નહિ ત્યાં સુધી ચેન પડવાનું નથી

૩૮૯

જ્યાં સુધી ગમ નહિ આવે ત્યાં સુધી જમ તમારો દમ કાઢ્યા જ કરશે.

૩૯૦

જીવનમાંથી કુમતિ જાય નહિ, અને સુમતિ આવે નહિ ત્યાં સુધી સુગતિની આશા રાખવી વ્યર્થ છે.

૩૯૧

મુક્તિ મંજલની કૂચ કરવી હોય તો પકડેલા વિષયના પુચ્છને છોડ્યા વિના છુટકો નથી.

૩૯૨

લાખ મળશે તો યે જીવનની રાખ તો થવાની છે માટે લાખ પાછળ ઉમદા જીવનને શા માટે ખાખ કરી રહ્યો છે ? કંઈ સમજ કાંઈ સમજ.

૩૯૩

દુનિયાને દમવા કરતા કષાયોને દમવાનું હાથ ધરો જેથી શીવરમણીને જલ્દી વરો.

૩૯૪

વહાલા અને વેરી વચ્ચે વેરો કરનારો અને પરના અવ-ગુણને દેખી ચહેરો કરનારો ચોરાશી લાખનો ફેરો વધારવાનુ કામ કરી રહ્યો છે.

૩૯૫

હે મૂર્ખ ? પ્રભુના નામની ધૂન જો ભૂલીશ તો ભવે ભવમાં રૂલીશ. ચોરાશી લાખમાં ઝુલીશ. અને પંડિતોની દૃષ્ટિમાં કુલીશ (મૂર્ખ) બની આખરે મરીશ.

૩૯૬

સંપૂર્ણ આઝાદ બનેલા આત્માઓને કદી જન્મ મરણ કરવા પડતા જ નથી.

૩૮૨

પોતાને મરવાનું પસંદ ન હોવા છતાં અન્યોને મારવાનું દુષ્ટ કૃત્ય કરનારાઓને નાલાયક વિશેષણથી નવાજવામાં શો વાંધો છે?

૩૮૩

ધર્મી કહેવડાવવું સહેલું છે પણ ધર્મી બનવું અતિ કઠીન છે.

૩૮૪

કોઇ તમોને અધર્મી કહે તો તમોને પસંદ નથી પડતું તો ધર્મી બનવાનું શા માટે પસંદ નથી કરતા?

૩૮૫

કંજુસાઈ એ અવગુણ છે, જ્યારે કરકસર એ ગુણ કહેવાય છે.

૩૮૬

જીવનને આબાદ બનાવવું હોય તો માત્ર પ્રમાદ છોડો કારણ કે જીવનને બરબાદ કરનારો એજ મહાશત્રુ છે.

૩૮૭

કર્મ કપાય તો જ સંસારથી રસ્તો મપાય.

૩૮૮

સંસારની માયાનું ઘેન જ્યાં સુધી જાય નહિ ત્યાં સુધી ચેન પડવાનું નથી.

૩૮૯

જ્યાં સુધી ગમ નહિ આવે ત્યાં સુધી જમ તમારો દમ કાઢ્યા જ કરશે.

૪૦૪

માનવદેહ કર્મને છેહ દેવા માટે છે પણ સ્નેહની સાંકળમાં બંધાઇ દુર્ગતિના ગેહમાં જવા માટે નથી. આટલું હૃદય પટ ઉપર કાતરી રાખશો.

૪૦૫

સ્વ અને પરનો ભેદ નહિ સમજાશે ત્યાં સુધી ભવના ખેદનો છેદ થવો મુશ્કેલ છે.

૪૦૬

તું દુન્યવી આવશ્યક ક્રિયામાં નિયમિત રહે છે પણ ધર્મની આવશ્યક ક્રિયામાં બેદરકાર રહે છે. તો યાદ રાખજે કે કર્મ સરકારના પંજામાંથી મુક્ત થઇ શકશે નહિ.

૪૦૭

પ્રભુને ઘટથી દૂર કરશો નહિ તો ઝટ શિવસુખ પ્રાપ્ત થશે.

૪૦૮

હસતા મુખે અને શુભ ભાવનાથી અપાતું અલ્પ દાન મહાન્ લાભ આપે છે.

૪૦૯

મોટાઈ માંગવાથી નથી મળતી પણ મોટાઇના કામ કરવાથી મળે છે.

૪૧૦

મળેલી વસ્તુમાં સંતોષ માનનારાને ચક્રવર્તી કરતા પણ અધિક સુખ હોય છે.

३९७

ધર્મથી રોજ નારાજ રહેનારાઓ જ આ જગતમાં તારાજ થવાના છે

३९८

શ્રૃંગાર એજ અંગાર છે. વિષયની મજા એજ સજા છે. સ્નેહીઓનો વ્હાલ એજ આત્માના બુરા હાલ છે. અને એજ ભયંકર કાલ છે.

३९९

નાશમાન ધન લુટાય છે ત્યારે માથું કુટાય છે. પરન્તુ આત્માનો અખૂટ ખજાનો લુટાઈ રહ્યો છે ત્યાં તો તું ચું કે ચાં કરતો નથી. તારા જેવો બીજો અજ્ઞાન શિરોમણી કોણ હોઈ શકે ?

४००

ધર્મધ્યાનમાં આગળ વધેલાને ગાડી દુનિયા ભલે પાગલ ગણે સાચા પાગલ તો વિષયાંધો જ છે.

४०१

સોમલ ઝેર હોવા છતા વૈદ્ય અન્ય વસ્તુની મેળવણી સાથે આપે છે ત્યારે તે રોગ હરવાનું કામ કરે છે તે જ મુજબ ધર્મની મેળવણી વાલી કેળવણી થાય તો તારનારી બને છે.

४०२

લક્કડની માફક અક્કડ માનવીઓની જન્મ-મરણની પકડ મજબુત બનતી જાય છે.

४०३

ધીર બની વીરને ભજો તો સાચા અમીર બનશો.

૪૦૪

માનવદેહ કર્મને છેહ દેવા માટે છે પણ સ્નેહની સાંકળમાં બંધાઇ દુર્ગતિના ગેહમાં જવા માટે નથી. આટલું હૃદય પટ ઉપર કોતરી રાખશો.

૪૦૫

સ્વ અને પરનો ભેદ નહિ સમજાશે ત્યાં સુધી ભવના ખેદનો છેદ થવો મુશ્કેલ છે.

૪૦૬

તું દુન્યવી આવશ્યક ક્રિયામા નિયમિત રહે છે પણ ધર્મની આવશ્યક ક્રિયામાં બેદરકાર રહે છે તો યાદ રાખજે કે કર્મ સરકારના પંજામાંથી મુક્ત થઇ શકશે નહિ.

૪૦૭

પ્રભુને ઘટથી દૂર કરશો નહિ તો ઝટ શિવસુખ પ્રાપ્ત થશે.

૪૦૮

હસતા મુખે અને શુભ ભાવનાથી અપાતું અલ્પ દાન મહાન્ લાભ આપે છે.

૪૦૯

મોટાઈ માંગવાથી નથી મળતી પણ મોટાઇના કામ કરવાથી મળે છે.

૪૧૦

મળેલી વસ્તુમાં સંતોષ માનનારાને ચક્રવર્તી કરતા પણ અધિક સુખ હોય છે.

૪૧૧

ઉદાર મનુષ્યો સાચા શ્રીમંતો છે

૪૧૨

ભયની ખોટી કલ્પના ઘણી વખત મનુષ્યોને ભયભીત બનાવી મૂકે છે.

૪૧૩

બોલવામાં અને ખાવામા જીભને કાબૂમાં રાખનારો કજીયાની અને રોગની ઉપાધિમાંથી મુક્ત બને છે.

૪૧૪

આ મારૂં અને આ તારૂં એવી ભિન્નતા ન મટે ત્યાં સુધી મોક્ષનું બારૂં પ્રાપ્ત થવું મુશ્કેલ છે.

૪૧૫

કામી અને હરામી આત્માઓને આત્મારામી આત્માઓ આંખમાં પડેતુ તણખતુ ખુંચે છે તેમ ખુંચ્યા કરે છે.

૪૧૬

ભક્તોની ખોટી શેહમાં તણાનારા ગુરૂઓ સ્વપરકમ-ભક્તિને નોતરે છે.

૪૧૭

ખીકા બોલાઓ કરતા મીઠા બોલાઓ વધુ ભયંકર છે.

૪૧૮

ધન મળ્યા પછી ચિન્તા વધે છે કે ઘટે છે ? તેનો જવાબ તમારા હૈયા પાસે જ માંગજો

૪૧૯

સરકારનું વોરન્ટ કોઇ પણ બ્હાનું કાઢી પાછું કાઢી શકાશે પણ મૃત્યુનું વોરન્ટ પાછું કાઢી શકાશે નહિ.

૪૨૦

કરોડો ઉપાયો કરી ધર્મને અમર રાખવા પ્રયત્ન કરનારો સાચો અમર બને છે.

૪૨૧

વય વધતા ઇંદ્રિયોના વિષયોના જય નહિ વધે તો સમજી લેજો કે જીવનનો ક્ષય છે.

૪૨૨

ક્રોધાનલને શાન્ત કરનાર ક્ષમાજલ છે.

૪૨૩

ફટાકડાવાલી દિવાલીએ તો ઘણાને બાળીને ખાખ કરી નાંખ્યા જ્ઞાનની દીપાવલિ પ્રગટાવો જેથી કર્મ બળીને ખાખ થાય.

૪૨૪

ધર્મના લ્હાવાઓ નહિ લુંટનારાઓને ચુલાના ધગધગતા લ્હાળાના સ્પર્શ જેવી ઘોર વેદનાના ભાગી બનવું પડે છે.

૪૨૫

જેના મૌનથી હજારો આત્માઓને જીવન જોખમાતા હોય તો તે સાચું મૌન નથી.

૪૨૬

જે સત્ય વચન બોલવાથી હજારો આત્માઓના જાન જતા હોય તે વચન પણ સત્ય વચન નથી.

૪૨૭

દૃઢ નિશ્ચયવાલો માનવી મોટા મોટા ગઢને પણ જીતી શકે છે.

૪૨૮

સૂર્યની સામે ધૂળ ફેંકનારની આંખમાં જ તે ધૂળ પડે છે. તેમ અન્ય માટે ખાડો ખોદનારા પોતે જ તે ખાડામાં પડે છે.

૪૨૯

ઘાંચીની ઘાણી આત્માને એક જ વખત પીલે છે, જ્યારે કુગુરૂઓની વાણી અનંતાભવ સુધી પીલી નાંખે છે.

૪૩૦

ક્રિયાકાંડનો વિરોધ કરનારા અધ્યાત્મી નથી. પણ ઉધ્યાત્મી કહેવાય છે.

૪૩૧

• જ્યોતિષીઓ પાસે કુંડલી અને હાથ બતાવનારાઓએ પૂર્વ ભવમા ધર્મથી હાથ ધોઇ નાંખી પુણ્યમાં મોટું કુંડાળું જ રાખ્યુ છે તેની પણ તપાસ કરવી જરૂર છે.

૪૩૨

વીતરાગદેવની સાથે સરાગદેવની સરખામણી કરવી, એ અમૃત સાથે ઝેરની સરખામણી કરવા બરોબર છે.

૪૩૩

હમો મૂર્તિને નથી માનતા એ તો બોલવા માત્ર છે. બધા ધર્મવાળા કોઇને કોઇ રૂપમા મૂર્તિને તો માને જ છે.

૪૩૪

જન્મે તે મરે ત્યાં સુધી જડ વસ્તુની સોબતને નહિ છોડનારા માત્ર મૂર્તિને જડ કહી છોડી દેનારાની બુદ્ધિ જડ થઇ ગઈ છે એમ કહીએ તો ખોટું નથી.

૪૩૫

આત્મા ઉપર લાગેલા કર્મકચરાને સાફ કરનારી કોઈ મ્યુનીસીપાલીટી હોય તો તે માત્ર એક પ્રભુ મહાવીરની ધર્મસંસ્થા જ છે.

૪૩૬

"મન ચંગા તો કથરોટ મેં ગંગા" એમ કહી દેવદર્શન અને ધર્મક્રિયાનો વિરોધ કરનારાના મનમા ગધાતા વિચારોની ગટર વહી રહી છે. ત્યાં ગંગા આવે તેમ માનશો જ નહિ.

૪૩૭

બધા દંભ કરતાં ધર્મનો દંભ દુસ્તર છે ચાર બુદ્ધિના માલીક અભયકુમાર પણ વેશ્યાથી ઠગાઇ ગયા હોય તો તેમાં 'ધર્મનો દંભ જ કારણ હતો. ધર્મદંભીઓથી સાવધ રહેવાની જરૂર છે.

૪૩૮

દુનિયાને ઠગવા માટે "ધ્રુવ પ્રલ્હાદ પાર ભયે" નો જાપ કરનારા સોરઠીયા વાણીયાની માફક જાપ જપશો તો શાશ્વત સુખનો આલ્હાદ આવવો કઠીન છે.

૪૩૯

નદીના પ્રવાહમાં તણાવું સારૂં. પરન્તુ લોક પ્રવાહમા તણાવું બીલ્કુલ સારૂં નહિ.

૪૪૦

અપરાધોની માફી આપનારો, સાચો વીર છે.

૪૪૧

સદાચારી જીવન નહાયા ધોયા વિના પણ સદા પવિત્ર જ ગણાય છે.

૪૪૨

વિષ્ટાની ગોળી મોંમાં લઇને ફરનારા ગેંગાને અત્તરની સુગંધ આવતી નથી તેમ ભોગની ભાવના રાખીને ધર્મસ્થાનમાં આવનારાને ત્યાગ ધર્મની સુગંધ આવતી જ નથી.

૪૪૩

દેહના ક્ષય સાથે કર્મનો ક્ષય થાય છે કે નહિ તેનો ખાસ ખ્યાલ રાખો. ક્ષયના દર્દીઓનો દેહ પણ ક્ષય થાય છે. પરન્તુ કર્મ પુષ્ટ બને છે.

૪૪૪

ધન પંજાબી ભાષામા દૌલત કહેવાય છે. એટલે આવે ત્યારે પણ લાત મારે અને જાય ત્યારે પણ લાત મારતું જાય છે. છતાં તેનો પીછો જનતા છોડતી નથી.

૪૪૫

ઉદાર ચિત્ત વાલાને આખુયે જગત કુટુંબ માલૂમ પડે છે, તેને મન પોતાનો અને પારકા કોઇ છે જ નહિ.

૪૪૬

ભોગોનો અભાવ એ ત્યાગ નથી. પણ ભોગોની લાલસાનો અભાવ એ જ સાચો ત્યાગ છે.

૪૪૭

'નિંદા કરવામાં અને સ્તુતિ કરવામાં બોલવાનો પ્રયત્ન તો કરવો જ પડે છે.' તો પછી નિંદા કરવાના અધમ પ્રયત્નને છોડી દઈ સ્તુતિ કરવાનો સ્તુત્ય પ્રયત્ન શા માટે નથી કરતા ?

૪૪૮

અન્યના ઉત્કર્ષમાં આનંદ માનનારા પોતાના ઉત્કર્ષને જ વધારી રહ્યા છે.

૪૪૯

સુંદર અને હિતકર વચન હોય તો કોનું છે ? એમ જાણુવાની પંચાતમાં પડયા વિના ઝટ માની લેવાની જરૂર છે.

૪૫૦

સારી દુનિયાને સુધારવી એ અશક્ય વસ્તુ છે છતાં તમારી ભાવનામાં સંકુચિતતા ન આવવી જોઈએ.

૪૫૧

તમો પોતે સુધરી જઈ અન્યને સુધારવા બહાર પડશો તો તમારા ઉપદેશની સુંદર અસર થશે.

૪૫૨

' અર્ધદગ્ધ' માણસોને સુધારવા કરતા અજ્ઞ માણસોને સુધારવા પ્રયત્ન કરશો તો તમારો સમય સફલ થયો ગણાશે.

૪૫૩

પોતાના અધમ કૃત્યો માટે પોતાને હજારો ધીક્કાર વાદ આપનારો અને અન્યના ધર્મ માટે લાખો ધન્યાવાદ આપનારો પોતે મોડો વહેલો ધન્યવાદને પાત્ર બને છે.

૪૫૪

હું અને ઇશ્વર એક જ હોઇયે તો પછી ધર્મ અનુષ્ઠાનો શા માટે! ભજવાના કોને! સર્વે જ ઇશ્વરો છે. આવા-આવા અનેક પ્રશ્નો-શંકાઓને અદ્વૈતવાદમાં સ્થાન મલે છે. એટલે એ મત પણ ભયંકર ભ્રાન્ત છે.

૪૫૫

મૌન રહેતાં કદીય અપમાન થતું નથી. અને બોલવું તે સર્વને સર્વના વચનોને વિચારીને બોલવું જેથી વચન અફલ ન થાય.

૪૫૬

દાન અકંપ ભાવથી આપો. આપ્યા પછી તેને પ્રસિદ્ધ કરવા કરતાં પુનઃ અવસર એવો આવે તો સારું એવી ભાવના અવ્યક્ત રૂપે રાખો. !

૪૫૭

મધુર પ્રકૃતિ, પ્રસન્ન પ્રવૃત્તિ, સર્વહિતૈષિ મતિ આ લોકનું પ્રબલ જાદુઇ આકર્ષણ છે.

૪૫૮

દૈવીય સુખો પણ આસક્તિ જાગતાં ડુબતાને જલ્દી ડુબવાનું પ્રેરક-મશીન બની જાય છે.

૪૫૯

ગણીત તો સૌ કોઇ શીખે છે. ભારે આંકડાઓના હીસાબો પલકારામાં ગણે છે પણ ભવ-ભ્રમણના ગણિત-નિષ્ણાતો મહા-મુનિયો જ છે, અને શીખી ચૂક્યા છે.

૪૬૦

છાપરા વગરનું ઘર દીર્ઘ ટકતું નથી. કારણ કે તડકો અને વર્ષાદ બન્ને એની સ્થિતિને ટુંકાવી નાખે છે તેમ ધર્મ-ક્રિયાઓ રૂપી ઘરને સમ્યક્ત્વરૂપી છાપરુ હોય તો જ ટકે, કસોટીથી પણ નક્કરતા આવે.

૪૬૧

સ્વકલ્યાણ ભાવના જ પરકલ્યાણની સાધક બને છે. મુડી વાળો, વ્યાંપાર છુટથી અને વિસ્તારથી કરી શકે છે, અને નફો પણ અગણિત મેળવે છે.

૪૬૨

ભલે કિંમતી અને ઉંચા જલ્દી ચાલનારા અને સુંદર ઘોડા પર બેઠો હોય પણ ઉંઘે તો ઉંધા માર્ગ પર ચાલ્યો જાય કે નીચે ગબડી જાય જ. સંયમીઓ સંયમ લીધા પછી પ્રમાદી રહે તો પતન કે ઉન્માર્ગ-ગમન થઇ જાય છે.

૪૬૩

વિનય, વિદ્યા-સામર્થ્ય મેળવવાનુ રસાયણ છે. વિનય વગર વિદ્યા મલી પણ જાય તો તે નિંદ્ય બને છે. એ વિદ્યાવંતની વાણી વર્તન અને વર્ચસ્વ હલકાં હોય છે. લોકાદર નથી મેળવતો.

૪૬૪

ઉપાસના. ઉપાસ્યની-કરો! ઉપાસના સાચા દીલની હોય અને ઉપાસ્ય નિર્દોષ અને સાચો હોય પછી સાધ્ય-સિદ્ધિ કઠીન નથી હોતી.

૪૬૫

પત્થરની નાવ કેટલે દૂર સમુદ્રની સફર કરાવે! નાવ લાકડાની હોય, સુકાની માર્ગજ્ઞ હોય અને બેસારૂ હોંશિયાર જાગૃત અને સાવધ હોય તો કિનારે નાવ આવે જ. એ શંકા વગરનું મંતવ્ય છે.

૪૬૬

દૈવીય વચનોનો જાદુ એવો છે કે, હૃદય-પર્વતને હલાવી મુકે છે. અને હૃદય-ગત ઉત્તમ પ્રાસઅ્યોના વિકાસને સાધે છે. આ વ્યાપ્તિ-જ્ઞાન જે લોકોને અનુભવાય છે તે લોકો માર્ગસ્થ બની જાય છે.

૪૬૭

આત્મા એ અનંત સુખનું નિધાન છે. આજે જડ સંગનાં સુખો જે અનુભવાય છે. એ સુખો વાસ્તવિક સુખો નથી પણ ભ્રમણાજન્ય છે. એ સુખોને ત્યાગવાથી આત્મ-સુખ સાંપડે છે.

૪૬૮

બહારના આચારોની શુદ્ધિએ અંતરાત્માને પણ નિર્મલતા અર્પે છે. આચારની અસર આત્મા પર પડે છે, કર્મના કચરા-થરો વિખરાઈ જાય છે.

૪૬૯

મોતીનો હાર બનાવવો કઠીન નથી. પહેરવો કઠીન નથી. પણ ખારા સાગરમાંથી તલીયું શોધીને મોતીને કાઢવાં ઘણાં કઠીન છે. અને તે હાથમાં આવતાં આનંદ થાય છે.

૪૭૦

મુક્તિના સ્થાનની ઝંખના જાગતા જીવ સંવેગ–રંગથી રંગાઈ જાય છે. એટલે કે મુક્તિ મેળવવાની તીવ્રાભિલાષા જન્મે છે. પછી સંસારનાં અઢળક સુખો અપ્રિય થાય છે.

૪૭૧

દિવસનાં કરેલા કાર્યોનો શ્રમ, રાત્રિના નિદ્રા લેતાં ફીટી જાય છે તેમ દિવસના કરેલા પાપો સાંજના પ્રતિક્રમણ કરવાથી નાશ થાય છે. અને રાત્રિના દુર્વિકારાદિ પાપોનો સમૂહ સવારના પ્રતિક્રમણથી ટળે છે.

૪૭૨

ભીખારીને જોતાં શ્રીમતો કેમ નહીં ડરતા હોય? ભીખારીને જ શ્રીમતો સાંભળવાનો અભ્યાસ રાખે તો લક્ષ્મીનો મોહ છુટે અને દાન-ધર્મનો વિકાસ થઈ જાય.

૪૭૩

વિવિધ–માર્ગો જોતાં મુંઝવણ પેદા ન કરો! ઘણા માર્ગોની નીચે સત્ય–માર્ગ છુપાયેલો હોય છે. તે માર્ગાવલોકન કરતા, નથી મલતો એમ નથી.

૪૭૪

મૃગલો મૃગ–મદની સુગંધી લેવા આમ તેમ દોડયા કરે છે. પણ એ ભૂલો પડેલો છે. મૃગ–મદ મૃગલાની નાભિમા જ છે. તેમ આત્મા સુખ માટે વલખા મારે છે પણ સુખ તો આત્મામાં જ છે.

૪૭૫

નંદનવનનું સૌન્દર્ય તો આજે કાવ્યો કે જન-શ્રુતિથી જણાય છે, પણ જીવનને નંદનવન જ બનાવતા તે પ્રત્યક્ષ કેમ ન ભળાઇ જાય ?

૪૭૬

ચાતુર્યભાવ, વ્યવહારમાં જેમ પસાર કરે છે તેમ ધર્માનુષ્ઠાનનું ચાતુર્ય આત્મ-દશાને ઉન્નત કરે છે-જાગૃત કરે છે-પ્રગટ કરે છે.

૪૭૭

યોગ, મન-વચન-કાયાને સુમાર્ગનો જ અનુભવી બનાવે ! સુમાર્ગગમનથી જ એ નિર્દોષ બનીને સયોગી આત્માને અયોગી બનાવે છે.

૪૭૮

મધુરતા, ફળોમાં કે શર્કરાદિ પદાર્થોમાં હોવા છતાં તેના અનુભવમાં જીભ-ઉપાદાન સુંદર છે. જીભમાં એ રસ-વિજ્ઞાન શક્તિ ન હોય તો પદાર્થો શું કરે ?

૪૭૯

નિયમિતતા એ પણ જીવનવિકાસનો અમોઘ ઉપાય છે. સુનિયમ પાલકતા એ જ જીવન-વિકાસ છે. એથી બીજો જીવન-વિકાસ કયો હોઈ શકે ?

૪૮૦

વિવેક શૂન્ય વ્યક્તિ અને પામર-પશુની વચ્ચે કયો તફાવત છે એ સમજવા કોશિષ કરતાં વિવેક શૂન્યતા વીસારે પડશે જ.

૪૮૧

આયુષ્ય ચંચલ છે. જડ-વિકાસનાં કામો અમીમ છે સ્વજનોનો સ્વાર્થ માનવોને મુંઝવે છે તો સંસાર ફગાવી ત્યાગી બનવું શું ખોટું છે?

૪૮૨

સૌજન્ય એ સજ્જનોનું મુખ છે. ઉદારતા એ શ્રીમંતોનું મુખ છે. જ્ઞાન એ શ્રમણોનું મુખ છે. તપ અને સંયમ એ ધર્મનું મુખ છે. સત્ય-કથન એ વક્તાનું મુખ છે.

૪૮૩

પંચમકાલમાં જિનમૂર્તિ અને જિનાગમ એ ભવસાગરમાં તરવાની મોટી સ્ટીમરો છે.

૪૮૪

જિનેશ્વર ભગવંતને જોઇ જેનું હૈયું હર્ષથી નાચી ઉઠે, જેનું ગાત્ર રોમાંચિત થાય તે જ સાચો જૈન.

૪૮૫

વિરાટ વિશ્વમાં જે લેવા જેવું હોય તેને લે, છોડવા જેવું હોય તેને છોડે, જાણવા જેવું જાણે તે જ સાચો જૈન.

૪૮૬

વાણી અને વર્તનમાં, વિનય અને વિવેક જેઓના સાથીદાર છે તેઓ કદી પણ લુંટાતા નથી. પણ કમાય છે. પણ મન દુર્ધ્યાનમાં ન વર્તતાં ધર્મ-ધ્યાનમાં વર્તતું હોય તો.

૪૮૭

સજ્જન, સંતોની સોબત એ મુક્તિ ફોજની કૂચ નોબત છે. કારણ કે એ નોબતનો ગગડાટ કર્મ-રિપુઓને કંપાવે છે, ફગાવે છે

૪૮૮

માનવીઓના દાંત પડવા શરૂ થાય તો સમજો કે મોતને નોંતરવા ઘરના જ પોષેલા નોકરો દુશ્મન બનીને દોડવા લાગ્યા.

૪૮૯

મહીલાઓની મધુર વાણી, મીઠી સ્નેહાલ દષ્ટિ, સુરેખકાય યષ્ટિ આ ત્રણેય એક મ્યાનમાં રહેલી બે ધારી તલવાર જ છે.

૪૯૦

ધન ઉપાર્જનની તાલાવેલી, અન્ય સ્નેહોને વીસારે છે તેમ ધર્મારાધન કરતાં સર્વને વીસારી તન્મયતા મેળવો.

૪૯૧

સોનાની મુદ્રિકામાં હીરો શાનદાર ચમકે છે. લોઢાની પેટીમાં નહીં તેમ તિલક પણ શીલવંતને ભાલે ઓર જ ઓપે છે.

૪૯૨

પક્ષીની પાંખો અપાર વ્યોમ-વિહારી બનાવે છે. તેમ માનવોને ભાવ-આંખ પણ અનંતતત્ત્વના વ્યોમનો વિહારી બનાવે છે.

૪૯૩

મુઠીભર હાડકાંવાળો પણ હજારો બલીયાઓને કુશળતાથી જીતે છે તેમ તન-ધનનો નબળો પણ ભાવનાથી બેડો પાર કરે છે.

૪૯૪

તૃષા વિના મધુર જલ-પાન થઇ શકતું નથી. તેમ જિજ્ઞાસુ વિના ગુરૂના જ્ઞાનની રસ-ધારા ઝીલાતી નથી.

૪૯૫

પ્રભુની આજ્ઞા પાલન કરતાં સ્વરૂપ હિંસા દેખાય પણ તે આશય શુદ્ધિથી થતી હોઈ અહિંસા જ છે.

૪૯૬

સમુદ્રમાં બુડી મરવું. પણ પ્રતિજ્ઞાનો પરિત્યાગ ન કરવો એ જ શ્રેયસ્કર' છે.

૪૯૭

ધર્મને ભૂલી શરીરની મમતા રાખવી એ ગોળને ભૂલી બારદાન ચાટવા જેવી કુચેષ્ટા છે.

૪૯૮

રત્નાકરમાં રત્નોની જેમ મોંઘું માનવ-જીવન, એ વિજળીના ચમકારા જેવું ક્ષણિક છે, એટલે ચેતી જવું એ ચતુરોનું કામ છે.

૪૯૯

શ્રદ્ધા, સુભાવની જનની છે. સુભાવ, સફલતાનો ઇશારો છે.

૫૦૦

અંતઃકરણની કષાયની આગ સદ્ગુણોને સળગાવે છે તો શમજલ છાંટો

४८७

સજ્જન, સંતોની સોબત એ મુક્તિ ફોજની કૂચ નોબત છે. કારણ કે એ નોબતનો ગગડાટ કર્મ-રિપુઓને કંપાવે છે. ફગાવે છે.

४८८

માનવીઓના દાંત પડવા શરૂ થાય તો સમજો કે મોતને નોંતરવા ઘરના જ પોષેલા નોકરો દુશ્મન બનીને દોડવા લાગ્યા.

४८९

મહીલાઓની મધુર વાણી, મીઠી સ્નેહાલ દષ્ટિ, સુરેખકાય યષ્ટિ આ ત્રણેય એક મ્યાનમાં રહેલી બે ધારી તલવાર જ છે.

४९०

ધન ઉપાર્જનની તાલાવેલી, અન્ય સ્નેહોને વીસારે છે તેમ ધર્મારાધન કરતાં સર્વને વીસારી તન્મયતા મેળવો.

४९१

સોનાની મુદ્રિકામાં હીરો શાનદાર ચમકે છે. લોઢાની પેટીમાં નહીં તેમ તિલક પણ શીલવંતને ભાલે ઓર જ ઓપે છે.

४९२

પક્ષીની પાંખો અપાર વ્યોમ-વિહારી બનાવે છે. તેમ માનવોને ભાવ-આંખ પણ અનંતતત્ત્વના વ્યોમનો વિહારી બનાવે છે.

४९३

મુઠીભર હાડકાંવાળો પણ હજારો બલીયાઓને કુશળતાથી જીતે છે તેમ તન-ધનનો નબળો પણ ભાવનાથી બેડો પાર કરે છે.

૪૯૪

તૃષા વિના મધુર જલ-પાન થઈ શકતું નથી. તેમ જિજ્ઞાસુ વિના ગુરૂના જ્ઞાનની રસ-ધારા ઝીલાતી નથી.

૪૯૫

પ્રભુની આજ્ઞા પાલન કરતાં સ્વરૂપ હિંસા દેખાય પણ તે આશય શુદ્ધિથી થતી હોઈ અહિંસા જ છે.

૪૯૬

સમુદ્રમાં બુડી મરવું પણ પ્રતિજ્ઞાનો પરિત્યાગ ન કરવો એ જ શ્રેયસ્કર છે.

૪૯૭

ધર્મને ભૂલી શરીરની મમતા રાખવી એ ગોળને ભૂલી આમ્ફાન ચાટવા જેવી કુચેષ્ટા છે.

૪૯૮

રત્નાકરમાં રત્નોની જેમ મોંઘું માનવ-જીવન, એ વિજળીના ચમકારા જેવું ક્ષણિક છે, એટલે ચેતી જવું એ ચતુરોનું કામ છે.

૪૯૯

શ્રદ્ધા, સુભાવની જનની છે. સુભાવ, સફલતાનો ઇશારો છે.

૫૦૦

અંતઃકરણની કષાયની આગ સદ્‌ગુણોને સળગાવે છે તો સમજલ છાટો.

૫૦૧

નેત્રો વિના ચાલ્યા તો દુર્ગતિ ધોળા દિવસે પણ નડાયું પડે છે. તેમ ચારિત્ર, દર્શન વિના મોક્ષ આપનારું બનતું નથી.

૫૦૨

ગ્રંથોનો સંચય કરતાં જ્ઞાન સંચય અને જીવનમાં તેની આચરણા એ જ સંચય ભારે હોવા છતાંય હલકો છે.

૫૦૩

અસત્સંગને ખદેડી, સત્સંગના સંસ્કાર હૃદયમાં રેડી, મુક્તિની મેડી મેળવવા, કલ્યાણની કેડી પર ચડવા, આઈ એમ રેડી એમ બોલી, આંતરનયન ખોલી, જૈનશાસનની જયદા આરાધના કરો.

સમાપ્ત